# નવું બુક ડીપો

---

**તરેહવાર ચોપડીઓનો ? [illegible] સંગ્રહ !**

**ઇંગ્રેજી ! ગુજરાતી ! ફારસી ! [illegible] કૃત !**

દરેકપ્રકારની **શાળોપયોગી** ચોપડીઓ.

કલમથી લખાયલાં ઈંગ્રેજી તથા ગુજરાતી વ.

તેમજ **નાટકના** પૂશતકો ! **વીદયા ! હુન્નર !**

**તવારીખ ! ગણીત ! વાર્તા ! નાટક અને**

એવાજ બીજાં તરેહવાર પ્રકારના

**ઉપયોગી** પૂશતકો હમારે ત્યાંથી

કોઇ પણ વખતે મલી શકશે.

કોઈ પણ શહેરથી છપાવી પ્રગટ કરેલી ચોપડીઓ,
તેમજ અમારી દુકાનને અનુસરતો કોઈ પણ પ્રકારનો માલ
જાંગડ કમીશનથી વેચી આપવામાં આવશે.

**બહાર ગામના ઓરડરો તુરત [illegible] શંતોશકારક રીતે બજાવી આપીશું.**

## પીરોશા દીનશા મુકાદમ.

**ચોપડીઓ વેચનાર તથા પ્રગટ કરનાર,**

**૧૩૪, બઝારગેટ સ્ટ્રીટ, ઘડીઆલની સાંમે, કોટ,**

---

**ઈંગ્રેજી બોલવાની રૂઢીનો ગુજરાતીમાં તરજ**

**ભાગ. ૧- ૨- ૩-**

દરેક ભાગનો એક આનો

પીરોશા દીનશા મુકાદમને ત્યાંથી મળશે

૧૩૪, બજારગેટ, કોટ મુંબઇ.

(અંગ્રેજી ઉપરથી.)

# દુશમન દારાબ.

યાને

## એક પ્યારમાં હારેલો મુંબઈનો શેઠીઓ.

---

એક કલ્પીત વારતા.

---

રચનાર

રૂસતમજી હોરમજી મીસતરી.

---

મુંબઈ.

---



---

સને



# દીબાચો.

આ વારતાની ચોપડી મારા કદરદાન દોસ્તોની સનમુખ હ
કેહવું એટલુંજછે કે પેહલાં તો આ વાત ખરી બનેલી નથી. ફકત
વાંચણને માટે ઇંગ્રેજી ઉપરથી રચી કાહાડી જેમ બને તેમ નસીય. અ
મુસાફી ભલા કાંધી છે;બીજું જે મારે મારા મહેરબાન વાંચનારને કેહવું હ
તે એક અરજ છે. હું કોઇ નામાંકીત લખનાર નથી તેમજ ઘણા સારા લ
ખનારનો દાવો કરતો નથી. નામ અને સરસાઇ લાંબા વખત ઊપર આ
રાખે છે. નાનું ઝાડ વખત જવે મોટું થાયછે અને તે તેવારે ફળ આપે
નાના બાલકની પરવરશ કરો અને તે બાલક મોટું થાય ત્યારે કામ લા
તેજ પ્રમાણે ચોપડી લખવામાં હું એક બાલક છું, તેથી ઊતેજન
તોજ હું વધી શકું. ત્રીજું હું મારા વાંચનારનું ધ્યાન ખેચું છું કે હું
એક આદમ છું. આદમ માત્ર અપુર્ણ છે તો તેના કામમા સંપુર્ણતા જોવી
એ કેવલ ત્રણ પગની બીલાડીની શોધમાં જવા બરાબર છે. મારા કામમાં
ખામી તો હોવીજ જોઇયે અને તે ખામી તરફ ઉદાર મન કરી, રહેમ
નજરથી જોશો, એવું હું માગી લઉછું.

રૂસતમજી હોરમસજી મી



## ખુદરત.

( વહોરે વાગે રાધા શીકૃષ્ણ )—રાહડા.

ખુબી તારી ગાતાં વહે દાહડા,
દુબલા બની જાય જે હોય જાડા—ખુબી૦

નહીં તારા ઇનસાફમાં ખાડા,
નહીં તાણી તોડીને અખાડા—ખુબી૦

નતીજે પામે જે જાય આડા.
મુવે વાધે જે થાય જક્કી પાડા—ખુબી૦

આખર સાચની ચાલે જે રહી સાદા,
તારો બચાવ જો તન મનથી માંદા—ખુબી૦

બચે નહીં જાન લએ લુટે વાડા,
મગર જેઓ ખપતાં હોય ગાંડાં—ખુબી૦





૪૧૨૨

# દુશમન દારૂ.

## પ્રકરણ—૧.

### દલગીરી ભરેલું છુટું થવું.

સુખ શાંતી વચ્ચે જે આવેછે જુદાઇ,
તેના જેવો બીજો નથી કોઇ મુદાઇ.

સુરત શેહેરના લગભગ વેરાન અને દુરના ભાગમાં એક ચીનના વેપારીને પોતાના કુંટુંબ સાથે કોઇપણ ભલા અને ઉદાર મનના શખસના દિલમાં અદેખાઇ ઉપજાવે એવી સુખી જીંદગી ગુજારતો, વાંચનાર સાથ ઓલખાણ કરાવીશું. આ વેપારી જો કે બોહલાં કુંટુંબ ધરાવનારનો દાવો રજુ કરી શકતો હતો નહીં, તોપણ તેના નાના કુંટું-બમાં જે થોડાં માણસો હતાં તેનો તે બેશક વાજબી રીતે મગરૂબ હતો. તેનું કુંટુંબ ફકત ચાર માણસનું બનેલું હતું. એક તો પોતે. બીજી તેની ઓહરદાર. ત્રીજો તેનો એક પુરો છોકરો, અને ચોથી તેની એક પુરી છોકરી. તેના કુંટુંબના સુખનો તેમજ તેની ધણીઆણી અને બેટીની ખુબસુરતીનો ખરો હેવાલ આ કલમ તો શું, પણ એક ખ્યાલી કવી પણ

પુરતા ઇનસાફથી આપી શકે નહીં. આ સુખી કુંટુંબના પાલનાર આ ચીનના વેપારીને નાદરશાહ ચીનાઇને નામે આપણે હવે પછી ઓળખશુ.

તેની ધણીઆણી જેનું નામ પીરોજા હતું, તેણીએ જો કે નાદરશાહ જેવા હલકે વાંધેના વેપારીને પોતાનું દિલ અર્પણ કર્યું હતુ તોપણ મારા પ્રિય વાંચનાર, તેણી પોતે પોતાના ભરથાર કરતાં પચાસ કરતાં વધુ સરસ પંકતીથી ઉતરેલી હતી. પીરોજા પોતાના ઉમરાવ બાપની ખફગીમાંથી બચવાને અને પોતાના નાદરશાહ તરફના ખરા પ્યારને ખુલ્લો રસ્તો આપવાને, પોતાના બાપના ઘરથી છુપી રીતે નાહસી આવી, નાદરશાહ સાથે પરણી હતી, તે વિષે કોઇને તો શુ પણ તેમના છોકરાંઓને પણ તેણીએ કહયું હતું નહીં. તેણી જાણુતી હતી કે નાદરશાહ તેણીના કરતાં ઉતરતી પદવીનો છે, પણ હાલના જમાનાની લગભગ ઘણીખરી સ્ત્રીઓથી તદન વેગલી પડી, તેણી નાદરશાહના ભોલા પણ ભલા, ઉદાર અને પ્રમાણિક ખવાસને એક ખાજાનોજ ગણુતી હતી, અને બાપને છોડી ગઇ ત્યારથી પોતાના ભરથાર તરફના પ્યારમાં પોતાના બાપ તરફનો પ્યાર પણ ઉમેરી દીધો હતો અને તેથી નાદરશાહને તેણી એવડી ચાહતી હતી. પરણુવા પછી વીસ વરસ ગુજરી ગયાં પણ દુઃખ તે શું, અને તંગી તે શું, તે વિષે આ નાના પણ સુખી કુટુંબને બીલકુલ ખબર હતી નહી. પણ, આહા! આ દુનિઆમાં હંમેશ સુખી કોણુ રહેછે? આ દુનિઆમાં સુખ એકલુ કયાં જોવામાં આવેછે? સુખ પાછલ દુઃખ તો કોઇ વખત દુઃખ પાછલ સુખ આવેલું છેજ, એમ નકકી સમજવું. તો પછી આપણી વારતાનું આ નાનું કુંટુંબ વીસ વરસ સુધી સદંતર સુખ ભોગવે અને દુઃખ ન જોય એ માની શકાય? તેમના દુઃખની જાળ વણુાવા માંડી હતી, અને તેમાં વખત જવે તેઓ ખચીત સપડાશે.

આવા સુખના વીસ વરસ ગયા કેડે એક જુન મહિનો બેઠો-આહા! બુરો તે મહિનો! તે મહિનાની લગભગ આખેરીએ નાદરશાહ પોતાની મોહરદારને લઇ પોતાની નાની વાડીમાં ફરતો હતો તે વારે કોણુ એમ જાણુતું હતું કે તે દહાડેથી તેમનો દહાડો બરગશ્તે હતો? એવો કયો કાસદ છે કે દુઃખની ખબર બરાબર વખતસર પહોંચાડે?

વાડીમાં ફરતાં જ્યારે વેપારીએ વાત બદલી ત્યારે પીરોજાનું મોઢુ ફીક્કું મારી ગયું, અને તેણી ધ્રુજતા અવાજે બોલી, “ઓ પ્યારા નાદરશાહ, તમે તમારા વેપારને અર્થે ઘણી વખત મારાથી છુટા પડ્યા છો, અને મેં તમને છુટા પડવા દીધા હતા, પણ આ વખતે મારાથી જુદાઇનું દુઃખ ખમાય એવું લાગતું નથી. મને જુદાઇ બોલજ સાંભળી કમકમાત અને ધ્રુજરાં છુટે છે.”

પીરોજાની આંખ જો કે આંસુથી ભરાઇ ન હતી તો પણ તેણીના દાબી રાખેલા હોઠ ઉપરથી સાબેત થતું હતું કે અંદરખાનેથી તેણીને ઘણું લાગતું હતું, પણ તેણી હિમત રાખી બોલતી હતી.

નાદરશાહના મનથી દરિઆમાં મુસાફરી કરવી એક બચ્ચાંની રમત હતી, તે તેની મોહરદારનું આ દુઃખ જોઇ શકયો નહીં, અને તેથી તેની છાતી ધપકવા લાગી, પણ હિમત રાખીને તેણીને સમજાવા માંડયું, “મારી પ્યારી, ખચીત તું નાદાની દેખાડે છે. તારા જેવી એક કેળવાયલી અને અનુભવી સ્ત્રીને દુઃખનો ખોટો ખ્યાલ કરવો તદન છાજતો નથી. હવે આ છેલ્લીવાર જઇ વેપારમાં નસીબ અજમાવી બાકીના દહાડા તારી સાથ એકાંત વાસમાં ખેડુતની જીંદગી તરીકે ગુજારવાનો મારો વિચાર છે. માટે પ્યારી, મારા જતી વખતે તારે જરા પણ દલગીરી બતાવવી નહીં જોઇયે. વહાલી, મારા જતી વખતે તારે એમ આંખ આંસુથી ભરવી નહીં જોઇયે.”

“પ્યારા નાદર, હું બીલકુલ આંસુ તો લાવી શકતી નથી, પણ મારા દિલમાં જુદઇનું નામ સાંભળી કમકમાત છુટેછે. મને આજ કેટલા દહડા થયા સ્વપ્ના આવેછે, તે ઊપરથી હું એટલુંજ કહુંછું કે મને આ તારી મુસાફરીમાં બહુ ભય દીસેછે. માટે પ્યારા તું તારો વિચાર માંડી વાળ! પ્યારા, જો તું ના જા!”

“મારી પ્યારી, મેં કયે દહાડે તારો સખુન પાછો ફેરવ્યો છે? પણ તું ડાહીછે, તો કહે કે હું મારા દોસ્તોને આપેલો વચન કેવી રીતે તોડી શકું? અગર હું વચન આપી બંધાઇ ગયો નહીં હતે, તો પ્યારી પીરોજા, તારી આવી એકતો શું, પણ હજારો અરજ હું બાહાલ રાખતે. હું તદન લાચાર છું. પ્યારી, ધીરજ ધર! હિમત રાખ! ખોદા નેગેહબાન છે તો દુશ-

મન ધુળમાં ગોટાં ખાય છે! દહાડો ખુલંદ છે તો શેતાન ફાંફાં મારે છે-કાલે સ્તીમર ઊપડેછે અને જો આ ધાંટીમાં દમ હશે તો હું તો જવાનો!"

વધુ બોલવું ફોકટ હતું. પીરાજા જાણતી હતી કે તેનો ભરથાર પોતાનો બોલ અને આબરૂ પોતાની જીંદગી કરતાં અને તેણીના સુખ કરતાં વધારે ગણતો હતો, અને તેથી તેણી ચુપ રહી.

નાદરશાહે પીરોજાનો હાથ ચુંબી કહયું, "જો પ્યારી પીરોજા, સાંભળ હું કહું તે. વખત બહુ થોડો રહયો છે. મેં આટલાં વરસમાં તાર અને તારાં છોકરાં માટે એક નાની પુંજી એકઠી કીધી છે. મારા ગજવામાં હાલ બે લાખ રૂપીઆની નોટ છે. મેં પારકા દેશના કાગજો પત્રો ખરીદયાં હતાં, પણ ભલા દોસ્તોની સલાહથી, તે મેં વેચી નાખી તેના પૈસા ઊભા કીધા છે. હું ચીનથી પાછો ફરૂં અને આ પૈસાનો કાંઇ ઉપયોગ કરૂં તે પેહલાં, મુંબઇમાં એક જાણીતી પેહડી છે, જ્યાં મારા બાપ બપાવા નાણા રાખતાં હતા, ત્યાં એ રૂપીઆ વીઆજે મુકી જઇશ. અને તેની રસીદ તને મોકલાવીશ. આ આપણી વાડીના ખતપત્રો પણ ત્યાંજ વધારે સહીસલામત રહેશે. મેં મારૂં વિલ પણ કીધું છે, કે જેથી કરી મારી કજા રજાએ તમો દુઃખી થાઓ નહીં."

"ઓ પ્યારા નાદર, તારો દરેક બોલ તીર મીસાલ જખમ કરેછે! તું જાણે મરવાજ જતો હોય એમ વાત કરે છે!"

"નહીં પ્યારી, હું એક ડાહયા માણસ પેઠે અગાઉથી ગોઠવણ કરૂંછું. મોહોત કયારે આવશે તે કોને ખબર પડેછે, કે મને પડે? પણ ચાલ. હવે મને મારાં છોકરાંને ભેટવું છે."

નાદરશાહ પીરોજાને બાડીમાં ફરતી મુકી ઘરમાં જાયછે તેટલામાં સામેથી એક સતર વરસની છોકરી દોડતી દોડતી આવી પોતાના બાપને વલગી પડી. આ છોડી ઊપર જેવી મેહરબાનીથી સુરજ પ્રકાશતો હતો તેવી મેહરબાનીથી તે જવલે કોઇ બીજા ચેહરા ઊપર પ્રકાશયો હશે. કેવું ડોળ! કેવો ઘટમ! કેવી ચાલ! કેવી રૂપ! કેવી આંખો! કેવા બાલ! મુવેલાં તેને જોઈ જાગૃત થાય તો જીવતાંની આંખમાં તે કેવી લાગે! ખુબ સુરત હેશાન! આહા! તેના ફાયદા છે તેમ ગેરફાયદા પણ છે, તે આપણી વાર્તામાં આગલ ચાલતાં આપણને જણાશે. આ નાદરશાહની

એક પુરી છોકરી હતી, અને તેનું નામ ગુલ હતુ અને તે ખરે એક તાજું ગોલાબી ફુલ હતું. તેણી બાપને કોટી કરી બોલી, "બાવા, માયજીજ તમારી સાથે વાતો કર્યા કરશે કે? એવણુબી કેવાં છે કે બીજાંઓને વખત આપતાંજ નથી! આજે તો તમે જવાના છેઓ ત્યારે હું તમારી સાથે વાત કયારે કરૂં? બાવાજી, ઘરમાં બેઠી બેઠી ઘડિઆલની મીનીટે મીનીટ હું ગણુતી હતી. બાવાજી, બાવાજી, તમારાથી છુટાં પડતાં કેવી છાતી ફાટી જાય છે!"

એમ કહી ગુલની આંખમાંથી બે ત્રણ આંસુ પડયાં, પણ જે ભયે તેણીની માયના દિલમાં વાસો કીધો હતો તે ભય તેણીના દિલમાં હતી નહીં ફકત એક બાપથી છુટાં પડતાં ખુદરતી રીતે તેણીને લાગ્યું હતું, અને તેઓનાં નસીબમાં જે દુઃખ લખેલું હતુ તેની તેણીને કાંઇ પણ આગાહી થઇ હતી નહીં.

"બાવાજી, ખુશરૂ ઘોડા ઉપર જીન નાખવા ગયો છે, તે તમારી સાથે ઘોડા ઉપર બેસીને આવશે, અને મુંબઇ જતી ગાડીમાં તમને બેસાડી પાછો આવશે. ખુશરૂ કેટલો ભાગ્યવાન છે કે મારા કરતાં તમારી સાથે તે અર્ધો કલાક વધારે રહેશે! અલબત મરદોને ઓરતો કરતાં કેટલીક રીતે વધારે સુખતો ખરૂં," એમ ગુલ બાપ સાથે વાત કરેછે, તેટલાં ગાડી દરવાજા આગલ આવી ઉભી. પીરોજા પોતાના ભરથારને જતા વખતે વલગી પડી બોલી, "મારા પ્યારા, મારા જાન, હું તારા સારૂ દુવા કર્યા કરીશ, પણ પ્યારા મને જવાબ આપ, તે મને હમણા મુંબઇની પેહડી વિષે કહયું તે પેહડીનું નામ શું? મને તેનું નામ કહે, મને એ પુછવાની કાંઇ મતલબ છે."

"મારા બાપ બપાવાના વખતમાં તે પેહડીના માલેકોનું નામ લીમજી લેબ્રાગુ અને જામાસ્પ જીદદી કરીને હતાં, પણ જામાસ્પનો છોકરો જે મુંબઇમાં દારાબ નાણાવટીને નામે ઓલખાય છે, તે એકલો હાલ પેહડી ચલાવે છે. ચાલ, પ્યારી, ગાડી ખોટી થાય છે. હું જાઊછું અ હ! ખોદા તમારો નેગેહબાન થાઓ!"

ગાડીમાં બેસી નાદરશાહ વેપારી હજી તો થોડેક દુર ગયો નહીં, તેટલામાં પીરોજાને ચકરી આવી, અને તેણી જમીન ઉપર બેસુધ્ધ

થઇ પડી, અને જ્યારે ગુલ પોતાની માય પાસ ગઇ, ત્યારે તેણીએ તેણીને ભોંય ઉપર બેસુધ્ધ પડેલી જોઇ. તેણીની ચીસ સાંભલી ઘરના એકાદ બે માણસો દોડી આવ્યાં અને તેમની મદદથી ગુલે પોતાની વહાલી માયને કોચ ઉપર સુવાડી, અને એક ચાકરને પોતાના દાકતરને તેડવા મોકલ્યો, અને દાકતર આવે તે અગાઉ કોલંગવૉટર સું-ઘાડ ચોપડ કર્યા કીધું, અને તેણીની આગલની આગલ ઉભેલી હતી, તેટલાં પીરોજા ફાટેલી આંખો વતી આજુબાજુ જોઇ બોલી ઉઠી "દારાબ નાણાવટી! દારાબ નાણાવટી! નહીં! નહીં! પ્યારા નાદર ત્યાં ના જતો! નહીં! નહીં! તેને રૂપીઆ ના આપતો! અરે! હું જાણતી હતી કે કાંઇ પણ દુઃખ આગલ આવેછે! પણ આહા! મને આવી આગાહી નહીં થઇ!"

આવા બોલો બોલી તેણી પાછી આંખો મીચી સુઇ રહી. દાકતર આવ્યો પણ તે તો નહીં પણ તેનો પેદર પણ ઉતરી આવતે તો તેણીને દવા આપી શકતે નહીં. અંગમાં દુઃખ લગારે હતું નહીં. મનના દુઃખની એટલે ગમની દવા તો છેજ નહીં.

દાકતરે ખુશરૂને પાસેના ઓરડામાં રહી દરદીને બીલકુલ ગડબડથી દુર રાખવા કહયું અને જતો રહયો. જતાં જતાં ગુલના સવાલના જવાબમાં કહી ગયો કે કાંઇ નહીં, તમારા બાવાજીના છુટા પડવાથી એવણને ગમ લાગેલો દીસે છે, અને બેહદ ગમથી મગજ ઉપર જબરી અસર થયલી છે, પણ થોડા વખતમાં શાંતી પકડશે. ગભરાવું નહીં, કાલ પડતાં જરા હુશિયાર થશે.






૪૦૭૦

## દારાબ નાણાવટી.

ગરમ થયું છે લોઢું, હથોડો તું માર;
દાવ જવા દએ તો, તું જંગલી ગમાર.

સુરતના સ્તેશનથી અમીરથે નાદરશાહ મુંબઇ આવ્યા. મુંબઇના ચર્ચગેતના સ્તેશન ઉપર ઉતર્યા કે મારતી બગી કરી જાણીતી દારાબ નાણાવટીની પેહડી તરફ ચાલુ મુકયું, કે જયાં જઇ નાણાને ઠેકાણે લગાડે, પછી જો પોતાના જીવને હાણી પોહોંચે તો બચ્ચાં છોકરાં રખડી નહીં મરે. દારાબ નાણાવટીની પેહડી સર્વે ગાડીવાલાને ખબર તેથી ગાડી તુરત પેહડીના દરવાજા આગલ જઇ ઉભી. આ પેહડીમાં હાલ લીમજી લેભાગુનો કાંઇ પણ ભાગ હતો નહીં. હાલ તે જામાસ્પ જીદદીના નાના છોકરા દારાબના હસ્તકમાં હતી. આ દારાબની ઉમર પીસતાલીસ એક વરસની હતી. કહેવત છે કે 'ભરતીમાં ભરાય' તેમ તેના બાપની મોટી દોલત આપ્યા છતાં, નસીબ દેવીને તેનીજ તીજોરીમાં બીજી દોલત રેડવાનું મન થયું હતુ અને તે એ કે દારાબને તેની બાઇડી તરફથી પણ મોટી દોલત મળી હતી.

હાલમાં નાની વયના માણસો સંસારમાં પડી જીંદગીની મજાહમાં રેલ છેલ કરેછે તેવા માણસોમાંનો દારાબ એક હતો. સોળ વરસની ઉમરે તેનો બાપ તેને પોતાનું ફોડી લેવા આ જેહાનથી અસબાબ ઊઠાવી ગયો હતો અને તે દહાડેથી તે પોતાને ગમે તેમ, બેવકુફ રાજાઓ મીસાલ, એશ આરામ, રાંગરંગ, ખુશખુશાલી, મોજ મજાહમાં વખત ગુમાવતો. ઘણોખરો તે પોતાના દાદર ખાતેના કુસાદે બંગલામાં રહેતો, અને કોઇ કોઇ વારજ પેહડી ઊપર જઇ બેસતો. ત્રીસ વરસની ઊમરે તે પરણ્યો હતો

પણ તેનાં લાગતાં વલગતાંઓને ખબર હતી કે તે પોતાની બાઇડીને કેટલો ચાહતો હતો. તેણીને દાદર ખાતેના બંગલામાં રાખી ગમેતેમ એશઆરામ અને મજાહ કરવાને તેણીને છુટ હતી. પરણ્યા પછી પોતે ઘણો ખરો વખત કોટના મકાનમાં એકલો રહેતો હતો.

નાદારશાહ જે દહાડે તેની પેહડી ઉપર ગયો તે દાહાડે તો દારાબ પેહડી ઉપર હતો. આ વખતે હંમેશના ખુશાલ અને આંનદી ચેહરા ઉપર ગમગીની અને ચીંતા દેખાતાં હતાં. પેહડી પડી ભાગવાની બુમ ચોમેર પડી રહી હતી. વેપારમાં પુષ્કલ ખોટ આવી હતી, અને દારાબ બાપદાદાની ચંગેસોવેર ટકાવી રાખેલી આબરૂ ખોવાની અણી ઉપર હતો, તેવામાં નાદારશાહ ત્યાં જઇ પુગ્યો. આ વેળા તે એક ખુણામાં આવેલા ઓરડામાં બેસી ચોપડા તપાસતો હતો, અને જેમ પળ જતી હતી તેમ પોતાના જનમારાનો ભંગ થયલો જોવાની આશામાં હતો. તેની આગલ કોઇ નહીં પણ તેનો વડો મેહતો ઉભેલો હતો, આ મેહતો દારાબના બાપના વખતથીજ પેહડી ઉપર રહયો હતો, અને વખત જવે દારાબ અને તેની વચ્ચે ઘરવટ જેવું થઇ પડયું હતું. આ મેહતાનું નામ ખરશેદજી હતું અને તેનું એક ખભું ખોદાયજીએ ઉચું કરી દીધું હતું, તેથી તેને સઘલાં ખંતલા ખુંધાના નામથી ઓલખતાં હતાં. આ ખુંધામાં પરાક્રમ ઘણાં હતાં, અને તે જાતી રીતે હુશિઆર અને ચચલ હતો, તેથી દારાબની છુપી હીલચાલો તે તપાસતો રહેતો હતો અને દારાબને તે ખબર હોવાથીજ તેણે તેને પોતાની તરફેણમાં ખેંચી લીધો હતો. ખતલો ખુંધો એટલો ખંધો હતો તે છતાં કોઈ તેને મોઢાં ઊપરથી પારખી શકતું હતું નહીં. લોકો તેને બનાવતા તો જાણે તે કાંઇ સમજતો નહીં હોય તેમ અખાડા કરતો. પેહડી ઉપરના અથવા બીજા દોસ્તો તેને ખવાડવા પીવાડવા લઇ જઇ ત્યાં છાકટો બનાવવાની તજવીજ કરી તેના ગલાસમાં દારૂ હોમાવ્યા કરતા. પણ ખોદા જાણે તેની હોજરી રબરની હતી કે શું, કે તે જેટલો આપે તેટલો જેમ માતલાંમાં પાણી નામે તેમ, મોઢું વલું કરી, ગત દઇ સેરવી દેતો! એટલું છતાં કેફ તે શું, તેની તેને બીલકુલ ખબર હતી નહીં. તે નિમકહલાલ મેહતો હતો પણ તે દારાબની છુપી વાતો જાણતો હતો, તેથી દારાબ તેનાથી ઘણો બીહતો હતો. આ ખુંધાને કોઇ રડનાર

ફુટનાર હતું નહીં તે કુંવારીજ જીંદગી ભોગવતો રખડયા કરતો હતો, અને સોનાપોરની ગલીમાં તેણે એક કાતરીયું ભાડે રાખ્યું હતું. દારાબ અને ખતલા ખુંધાથી વાંચનારને વાકેફ કરી, હવે નાદરશાહ તરફ પાછા ફરીશું. ગાડી જેવી ઊભી કે તેણે બાહાર કુદી પડી ઊપર જઇ ખતલા ખુંધાને પુછયું, " હું મી૦ દારાબશાહને જોવા માંગુંછું." તેના જવાબમાં ખતલા ખુંધાએ તેની સામે ડોકું ધુણાવી ટીકીટીકીને જોયું, અને મનમાં વિચાર કરવા લાગ્યો, કે રખેને આ શખ્સ પોતાના નાણા ઉપાડવા આવ્યો હોય, અને નહીં મળવે બાહાર જઇ પેહડી ઘરી પડી તેની વાત કરી, સત્યાનાશ અને ખાતુ ખરાબ વાલી નાખે. એવો વિચાર કરી તેણે જવાબ દીધો, " નહીં બનશે સાહેબ, મી૦ દારાબશાહ બહુ કામમાં છે અને તેથી તમને મળી શકશે નહીં. તમારે શું કામછે તે મને કહો."

" મને દારાબશાહનેજ મળવું છે. મને અગત્યનું કામ છે, જેમાં મારો નહીં, પણ મારાં વહાલાંનો લાભ સમાયલો છે. મારે નજદીક વીસ વરસની ભેગી કામેલી નાણાની રકમ અહીં વ્યાજે મુકવી છે, અને તેથી હું તેવણુને પોતાને જોવા માગું છું."

ખતલો મનમાં વિચાર કરવા લાગ્યો કે આ બીચારો બુબક ચાલી. ચલાવીને વાઘના મોંમાં આવીને મરવા માગેછે. ચાલો, પણ પેહડીનું કામ તો ધીકશે અને નામ દુબતું તો બચશે.

" એમ છે તો સાહેબ તમારૂં નામ શું કહો."

" મારૂં નામ નાદરશાહ પેશતનજી ચીનાઇ છે. મારા બાપ બપાવા દાદાથી અમે આ પેહડીને થોડાં ઘણાં નાણાં ધીરતા આવ્યા છીએ. મી૦ દારાબશાહ મને વખતે નામે ઓલખશે."

ખરૂં કે દારાબ નાદરશાહને ઓલખતો હતો. ઓળખતો હતો એટલુંજ નહીં, પણ એ નામ તેના જીગરમાં ભીલામાંના અક્ષરે લખેલું હતું.

ખતલાએ દારાબ આગલ જઇને કહયું, સાહેબ, કોઇ અભાગ્યો અડગરો લાંબટાંગ ચીનાઇ ખોખું પેહરીને રૂપીઆ વીઆજે મુકવા આવેલો છે. નામ નાદરશાહ પેસતનજી ચીનાઇ કરી આપ્યું છે. અંદર બોલાવું?"

" હા," દારાબે દમમાંજ જવાબ આપ્યો.

નાદરશાહ પેસતનજી ચીનાઇનું નામ સાંભલી દારાબના દિલમાં લોહી ઉકલી આવ્યું હતું, કારણ તેને તે પોતાનો કટ્ટો શત્રુ ગણતો

હતો. તે છતાં તે હોઠ દાબી બેસી રહયો, તેટલામાં નાદરશાહ અંદર દાખલ થયો અને બોલ્યો, " મી. દારાબશાહ, હું કાલે ચીન જવાનો છું. તેથી આ બે લાખ રૂપીઆ હું તમારે ત્યાં વીઆજે મુકી જવા માગું છું. હું પાછો આવીશ ત્યારે લઇશ. બીજું, આ મારી વાડીનું ખત પત્ર છે તે પણ તમારે ત્યાં સહીસલામત રહેશે, એવું હું ધારૂં છું. વારૂં, સાહેબ વીઆજ શું ગણશો ?"

" સેંકડે પાંચ ટકા, " દારાએ જવાબ દીધો.

ખુદરતે તેની આબરૂ બચાવાના સાંધણ તરીકે આ બે લાખ રૂપીઆ મોકલાવ્યા હતા, અને આ રૂપીઆમાંથી પેહડી ભાગી પડવાની બુમ સાંભલી જે કોઇ પોતાના નાણા ઉપાડવા દોડી જાય, તેઓને શાંત પાડવાથી ખરી બુમને ખોટી પાડવાને આ અચ્છી તક હતી.

દારાએ ધારા મુજબ રસીદ લખી આપી, તે લઇ ખુશી થઈ નાદરશાહ બાહાર નિકલી બગીમાં બેસી પાલવા બંદરે જઇ પુગ્યો. ત્યાંજ તેના દોસ્તો ઉભેલા હતા તેની સાથે તે વાતમાં મશગુલ થયો અને બોલ્યો, " ચાલો ભાઇ, હું તો મારાં બચ્ચાં છોકરાંનું સઘલું નક્કી કરી આવ્યો છું. પેલા જામારપ જીદદીના પોરીઆ દારાબની પેહડી ઉપર બે લાખ રૂપીઆ વીઆજે મુકયા અને ખત પત્ર પણ તેના સ્વાધીનમાં રાખ્યાં છે. પાછા આવશું ત્યાર પછી વાત ! ચાલો ભાઇઓ, કોઇ મછવો હોય તો સ્તીમર ઉપર જઇ આવીએ."

આ વાત સઘલાઓએ સાંભલી પણ તેમાં એક ગુસ્તાદ નામનો ખુબસુરત અને જુવાન, બાહાદુર અને ભણેલો, માંજરો અને ખરો પરાક્રમી શખ્સ ઉભેલો હતો. તેને ન્યુસપેપર વાંચવાની ટેવ હોવાથી પેહડીના પોકલપણાની બુમ તેના વાંચવામાં આવી હતી, અને તેથી તે બોલી ઉઠયો, " મારા ભલા પણ ભોલા દોસ્ત, તમે કયાં ચાલી ચલાવીને નાણા મુકી આવ્યા ! તે પેહડીનું તો આજકાલ તલીયું બેસી જવાનું છે. જાઓ, જાવો પાછાં નાણા ઉપાડી લેઓ."

નાદરશાહને પોતની બાયડી છોકરાં એટલાં વાહાલાં હતાં કે પોતાના પોકલપણાની ખબર છતાં નાણા વ્યાજે લઇ, તેના બાયડી છોકરાંને રખડાવવાનો હેતુ રાખનાર શખ્સ ઉપર બહુ ગુસ્સો ચઢી આવ્યો.

અને તે રાતો પીળો થઇ હાથો અફાલવા લાગ્યો અને બોલ્યો, "ચંડાલે ત્યારે નાણાં લીધાં શું કામ? જાણી જોઇ મારા નાણા ડુબાડવા! મારાં બાઇડી છોકરાંને નાગા ભુખાં કરી નાખવા! એ મુજી ચંડાલ મારા હાથમાંથી કયાં જવાનો છે! દોસ્તો, હું મારતી ગાડીએ જાઉંછું અને પૈસા પાછા લઇ આવી, કોઇ બીજી પેહડીને ધીરીને હું પાછો આવું છું, પણ જો સ્તીમર ઉપડે તે અગાઉ હું નહીં આવું, તો તમે ફત્તેહ કરજો. રૂપીઆ પાછા લઉં નહીં ત્યાં સુધી એ ચંડાલની પુઠ છોડું નહીં!" પણ એ પૈસા સાથે કેટલા સંકટો જોડાયલાં હતાં તેની આ ચીનના વેપારીને બીલકુલ ખબર હતી નહીં.

ગાડીમાં બેસી દારાબની પેહડીએ પાછો ગયો. સીપાઇ બારણા બંધ કરતો હતો, અને દારાબ પોતાના દાદર ખાતેના બંગલે પધારયા હતા. નાદરશાહને સીપાહી તરફથી ખબર પડવે, તે તરતજ ચર્ચગેતના સ્તેશન ઉપર જઇ ત્યાં સારા ભાગ્યે પાંચ મીનીતમાં ગાડી આવી પુગી, તેમાં બેસી દાદરે ગયો. અને ત્યાંથી ઉતરી દારાબ નાણાવટીના બંગલે જઈ પુગ્યો.




## એક હઠીલો માંગનાર.

જયાં સમાયું હોય વહાલાં અને પ્યારાંનું સુખ,
ત્યાં કોણ બંદો શાંતીથી બંધ રાખે મુખ?

આગલ ચાલીએ તે અગાઉ મેહરબાન વાંચનારને દારાબના દાદર ખાતેના બંગલાનો મુકતેસર હેવાલ આપવાને વાજબી ધારીએ છીએ. આ બંગલાની બાહાર 'નાણાવટી હૉલ' કરી પીતલનાપતરાં ઉપર લખેલું હતું, અને તે બંગલો તદન અસલી અને પુરાતન બાંધણીનો

હતો. સેંકડો વરસો સુધી તે કોઇ ઔરંગઝેબની ઓલાદના એક અ-શીણી નવાબની મીલકત હતી પણ અફીમની દોસ્તી ખુબ રાખવાથી અને તેના પરિણામ તરીકે ગરીબાઇનાં ચકકર તળે કચડાવાના સબબથી તેણે આ નાણાવટીના વડાવોને વેચ્યો હતો. આ મકાન એક કુટુંબને રહેવાના ઘર કરતાં એક લશકરની બરાકને વધારે મળતું આવતું હતું. ઉત્તર દિશા તરફનો ચોકકસ ભાગ તો તદન વપરાસ વગર પડેલો હતો. કારણ નાણાવટીના બાપ બપાવાના વખતથી તેઓના ખાનદાનમાં એવી બુમ ઉડી રહી હતી, કે તે ભાગમાં કોઇ દેવ દેવસ્થાન કે પીર બાવા દર-રોજ, નહીંતો આંદરાત આંદરાતે તે ભાગની મુલાકાત લએછે.

ત્યાંના ચાકરોનો ફુરસદનો વખત તો ભુત ડાકણુનીજ વાતમાં જતો. કોઇ બોલતો, “મકન, હમજેજ કે, કાલે રાતે વાડીમાં હુતેલો ઉતો તીવારે દીઠેલું તો કાંઇ હફેદ હફેદ ચીજ દીખાયલી, ને તે ઇવારે નાની દીખાય ને તીવારે મોટી દીખાય !” તેના જવાબમાં બીજો વળી તાઊકો પુરતો, “હુવે આ ઘરમાં દેવ દેવહસ્થાન છીજ તો.”

આવી ધારતી તેમના દિલમાં પેસવાથી તે ભાગ તરફ કોઇ ચાકર ફટકતો નહીં, અને તેથી ત્યાંના ઓરડામાં ત્રણ ત્રણ ફુટ ધુલના ઢગલા થઇ પડેલા હતા. તે ભાગ તરફ જે ઓરડા આવેલા હતા તેમાંથી એકમાંથી બીજામાં સેહલાઇથી જઇ શકાતું હતું, અને છેલ્લા ઓરડામાંની અંદર એક સીડી બનાવેલી હતી, જે સીડી ઉપરથી ઉતરી કેટલુંક ચાલે તો બાગના એક દુરના ભાગમાં નિકળાતું હતું. આ જમીનની અંદરનો રસ્તો નવાબના વખતનો બનાવેલો હતો, પણ તે વિષે એકાદ બે બુઢા નોકરો સિવાય દારાબ અને તેના બાપ બપાવાને કે તેના કોઇ પણ ઘરના માણસને ખબર હતી નહીં, અને તેથી તે અંદરનો રસ્તો ધુળ મટોડાં અને જન જનાવરોથી ભરાઇ જઇ લગભગ પુરાઇ ગયો હતો.

ઉપલા દાદરના મકાનમાં જુન મહિનાની એક સાંજે દારાબ પોતાના જમવાના ઓરડામાં બેઠેલો હતો. દારૂની જામો ચકચક થતી હતી. છરી કાંટા જપજપ થતા હતા. પકવાનોની રકાબી મગમગ થતી હતી, પણ તે વચ્ચે દારાબ એકલો હતો નહીં. તેની સામે તેનો વીસવાસુ મેહતો પેલો ખંધો ખતલો ખુંધો બેસી, જેમ બને તેમ મોંઢું ચાવતુંજ રાખવાની

વેતરણ કરતો હતો. દારૂતો આપણે ઊપર કહી ગયા તેમ તે થોડો તો પીતો હતોજ નહીં. દારાબે પોતાની આગલ વાઇન ગ્લાસ મુકેલું હતું અને બીચારા ગરીબ ખુંધા આગલ ઘણું મોટું નહીં, પણ સોદાવૉટર ગ્લાસ મુકેલું હતું, અને તેબી બીચારો એકી વખતે અરધુંજ ખાલી કરતો. દારૂ પણ તે નરમ હોય તેજ પીતો, કારણ ત્રણ સ્તારનો હોય તોજ મોંઢે લગાડતો!

દારાબને આ ખતલાને તાદ્દો મીઠો રાખવાને ફરજ પડી હતી. દારાબની મતલબ પેલા બે લાખ હોઇઆં કરી જવાની હતી. પણ ખતલાને તે વિષે ખબર હતી તેથી બક્ષેશો અને નવાજેશ અને બાહાદરની મેહરબાનીથી તેનું મોઢું બંધ રાખવાને દારાબને ફરજ પડી હતી.

વળી દારાબ નાદરશાહ ચીનાઇને પોતાના છેક દિલના તળીયાં વેરથી ધિક્કારતો હતો, પણ તે છતાં દારાબે તેનું મોઢું તો પેહલીજ વાર દીઠું હતું. આ ધિક્કાર દારાબના દિલમાં એક પોતાની અસલની છુપી વાતથી ઉત્તપન થયો હતો. અને તે વાતમાં નાદરશા ચીનાઇની બાચડી પીરોજાને સંબંધ હતો, આ બનાવો ધ્યાનમાં લઈ દારાબે વિચાર કીધો કે પોતાની પેહડી છોડી જઇ બે લાખ રૂપીઆ પચાવી પાડી, બાહાર ગામ નાહસી જઇ, બીજે નામે ત્યાં એક વાર ફરીથી નસીબને કસોટી ઉપર કસવું. તેનો વિચાર પોતાની છોકરી શીરીનને સાથે લઇ જવાનો હતો. તેનો છોકરો તો બાપથી જુદો પડી પોતાનું ખોલી ખાતો હતો, કારણ બાપ દીકરાના વિચાર એક એકથી તદન જુદાજ હતા. તેઓ વચ્ચે બીલકુલ પ્યાર હતોજ નહીં. સઘલા વિચાર વચ્ચે દારાબને ખતલાનો દર હતો. ખતલો તેની ઘણી વાતો જાણતો હતો અને રખેને તે બધું ભોપારૂં ફોડી દએ, એ વિચારથી તે ઘણો ગભરાતો હતો, પણ તેને તાલમેલથી જીતવાની યુક્તિ કરતો હતો.

"ખતલા, આપણી આસપાસ તોફાન ફરી વળ્યું હતું, પણ આજના બે લાખથી આપણે સહીસલામત ઉતરી શકશું. કેમ? એક બે જણ નાણા ઉપાડવા આવ્યા અને તેઓને નાણા મળ્યાં તો પછી બુમ બેસી જશે. કેમ બોલતો નહીં?"

"હા, પણ પેલો ભોલો વેપારી પાછો આવે ત્યારે તેને પછી?" ખતલાએ દારાબ તરફ આડકતરી નજરે ટીકીટીકી પુછ્યું.

"એહ! તેટલાંતો આપણી પેહડી ઉપર કાંઇ નવું જુનું થઇ ઉ-ઠલપાથલ થઇ જશે. તે વખતની વાત તે વખતે. ગાંડા, ભવિષ્યનો વિચાર કેવો કરવો!"

"ખરૂં છે! પણ ઉઠલપાથલ થાય ત્યારે કેની! પણ ઉઠલપાથલ કેમ થશે? અને કેટલી થશે? અને કયારે થશે? જ્યાં લાખો રૂપી-આની ખોટ ત્યાં બે લાખ રૂપીઆની શી બીસાદ!"

"મેં જે વેપારમાં પૈસો રોકયોછે તે તરફ પવન બદલાઇ પણ જાય. મેં કાંઇ એક ટોપલીમાં ઇંડાં ભરયાં નથી કે બધાં ભાગી જાય અને હું પાયામાલ થઇ જાઉં."

જવાબમાં ફકત ખતલાએ ડોકું હીલવ્યું, અને પછી ટીકા કીધા "છટ છટ! ખાતી વખતે એવા રડાકુટાની કેવી વાત! ખાલી લોહી ઉડી જાય ત્યારે ખાધાનો શું ગુણ? થવાનું હશે તે થશે. મેં પણ એજ ધંધામાં ઘણાં વરસ કાહડયાંછે અને હું બધું સમજું છું."

દારાબનું ખતલા સાથે કાંઇ ચાલ્યું નહીં. સુરજ તરફ ધુલ ફેં-કવી અને ખતલા ખંધાને દેખતી આંખે આંધળો બનાવવો એમાં કાંઇ ફરક હતો નહીં, પણ આ વાત ચાલતી હતી તેટલામાં ત્યાં કોઇના મોઢાંમાંથી નિચલા શબ્દો બાહાર પડયાઃ—

"મી૦ દારાબશાહ કયાછે? અરે મી૦ દારાબશાહ મને મારા બે-લાખ રૂપીયા પાછા આપો સાહેબ!"

આથી વીજલી પેઠે દારાબ ચમકયો, પણ હિમત પકડી નાદર શાહને કહયું, "મી૦ ચીનાઇ, તમારા અચબુચા આવ્યાથી હું ચોંકયો અંહ! આહાહા! મને કાંઇ એમ ચોંકવાની ટેવ નથી અંહ સાહેબ, પણ આ મકાનમાં ભુત ડાકણ વિષે ઘણી વાતો થાય છે. બેસો સાહેબ, કાંઇ નહીં; બેસોતો ખરા, જરા બ્રાન્દી પાણી લેશો? બ્રાન્દી કાંઇ હલકો નથી. મેં મારે માટે ખાસ મારા ખાસ આડત્યાની મારફતે લીવરપુ-લથી મંગાવ્યો છે.—ખતલા, કોઇને બોલાવીને બતી મંગાવ, કેટલા વારમાં અંધારૂં થઇ ગયું!"

"એતો આપણે પેહડીની બધી ખટપટમાં ગુંટાયા હતા તેથી કે-ટલો વખત ગયો તે જણાયું નહીં."

ઉપલી ટકોર ખતલાએ જાણી જોઈ કીધી અને તે દારાબ મન-માં સમજી ગયો.

"કેમ મી૦. ચીનાઇ, કેમ કાંઇ નાણા આજને આજ પાછાં લેવા આવવું પડયું ? અંહ ! એનો તમને કાંઇ બીજો રસ્તો કરવો હશે, સ-મજ્યો. પણ સંભાળજો, કોઈ કુંપનીના શેર બેર લેવો તો સંભાળજો અંહ ! બજાર ઘણું ખરાબછે. અમો અમારી સંભાલમાં છીએ તેથી આટલા ટકીયા છીએ, નહીં તો બીજી કેટલીક પેહડીના જેવા અમારા પણ હાલ થતે."

"મી૦ દારાબશાહ, વામાટામા કરી, વાત લંબાવી, વાત ઉપરથી વાત ઉપર આવવું, એ મારી રીત નથી. ચટ દઇને કામ કરવું, અને પટ દઇને બોલી દેવું, એ મારી રીત છે, તો સાંભલો સાહેબ, હું મારાં નાણાં પાછા લેવા આવ્યો છું."

"તમને અમારી પેહડી ઉપર ત્યારે વીસવાસ નહીં હશે ?"

"હા સાહેબ, બીલકુલ નહીં.

"તમને કોઇએ ભમાવ્યા હશે, બેશક કોઇ ચંડાલોને ગીબત કર-વાનો વા થયો હશે. ખાનગી પેહડીમાં મુંબઇની સર્વથી શ્રેષ્ટ પેહડી જે આજ સેંકડો વરસ થયાં પાણીના રેલાની માફક ચાલતી આવીછે તે કોઇ મુઠીથી દેખી શકાયું નહીં હશે. મારૂં જો ચાલતું હોય તો એ-વા ચંડાલોને ત્રણ લાકડે ચઢાવી દઉં."

"હશે સાહેબ, મેં સાંભલ્યું તે ખરૂં હોય કે ખોટું હોય, પણ મને મારાં નાણાં પાછાં આપવામાં શું છે ? હશે, ખોટું હશે. હું કાંઇ પણ શ-કભરેલું કામ કરતો નથી."

"તમને તમારાં નાણાં તો પાછાં મલશે. પણ સાહેબ, મને હસવુ આવેછે કે તમે કેટલા બોલા અને કાચાકાનના છો. તમો આટલો વે-પાર કરોછો તે કોણ જાણે તમે લોકોને કેમ ધારતા હશો, તેનો મને વિચાર આવેછે."

"સાહેબ તમારે ગમે તેમ બોલો ને હસો. મને મારા રૂપીઆ આપો કે હું જાઉં."

"ઠીકછે. તમને તમારા રૂપીઆ તો જરૂર આપશું, પણ તમે એમ તો નથી સમજતા કે હું એવી મોટી રકમ સાથે લઇ ફરૂં છું. કાલ પડે, ઑફીસ ઉઘડે, બેંકના બારણા ખુલે, પછી તમને નાણું મળશે."

"મને તો આજેજ જોઇયેછે. હું અહીંવેર આવ્યો કારણ મને હમણા મળવાની આશા હતી. સ્ટીમર ૧૦ વાગે ઉપડેછે. તેટલામાં હું નહીં જાઉં તો મારા દોસ્તોને મારી વાટ જોવા મેં ના કહયું છે."

આ વખતે અંધારામાં નાણાવટીના મોં ઉપરથી લુચ્ચાઇનો ઓળો ફરી ગયો, પણ અંધારાના સબબથી કોઇને દેખાયો નહીં. તે કેટલો વાર વિચાર કરતો બેઠો પછી ખતલાને ખેરવવાની મતલબથી કહયું, "મી० ખરશેદજી, કેટલા વાગ્યા તે તમને ખબર છે કે? અગીઆર તો વાગ્યા. છેહલી ગાડી સાડા અગીઆરની છે અંહ! ઉતાવલ કરશો નહીં તો ગાડી મલશે નહીં."

ખતલો સમજી ગયો અને ટકોરમાં જવાબ આપ્યો, "સાહેબ, તમે મારે માટે કેટલી ફીકર રાખો છો! હા, વખત તો થયો અને મને હવે જવું તો જોઇએ.

ખતલો બીજું કાંઇ બોલે તે અગાઉ દારાબે તેને માટે ગાડી જોડવાને એકદમ હુકમ કીધો.

નાદરશાહ ઉભો રહયો હતો અને તેનો દેખાવ બેચેનીથી ભરપુર હતો. તે બોલ્યો, "સાહેબ, મારા રૂપીઆ વિષે મને નક્કી જવાબ જોઇયે છે. સાહેબ, એ નાણા જો મારે પોતાને માટે વાપરવા હતે, તો હું બીલકુલ દરકાર કરતે નહીં, પણ એમાં મારાં પ્યારાંનો સંદતર લાભ સમાયલો છે!"

આ વખતે એક ચાકર ગાડી તૈયાર છે કરી કહેવા દાખલ થયો. તેને દારાબે કહયું, "આ શેઠને લાઇબ્રેરીના ઓરડામાં લઇ જઇને બેસાડ." પછી નાદરશાહ તરફ ફરી કહયું, "જાઓ સાહેબ આ મારા મેહતા સાથ વાત કરી હું હમણા આવીને તમારો નિકાળ કાહાડું છું."

નાદરશાહના ઓરડામાંથી જવા પછી દારાબે ખતલાને કહયું, "ચાલ ખતલા તું હવે જા. પેલા હઠીલા માંગનારને હવે જેમ તેમ સમજાવીને કાહડું છું."

"સમજે એવું મને નથી લાગતું. બેજાંનો ભુકો કર્યા વગર એ કાંઈ બનવાનું નથી."

"અરે મારા બાપ બપાવાથી અમારા ખાનદાનને સમજાવતાં આવડે છે, પણ ખતલા, ગાડી જતી રહેશે. જા જા, "એમ કહી તેને બાહાર કાહાડી ગાડીમાં બેસાડી પાછો ફર્યો, ત્યારે તેના મગજ ઉપર પસીનો છુટી આવ્યો, અને બદન ધ્રુજવા લાગ્યું, અને હવે આગલ કેમ વધવું તેનો દૃઢ ઠરાવ કરી મનમાં બોલ્યો, "આહા! એ કામ બહુ કઠણ છે! ભયંકાર છે! કેમ હિમત પકડું! ઓ ખુદા મદદ કર! કાંઈ નહીં, મારી પ્યારી પીરોજાની યાદ તાજી કરૂં! તેની તરફનો મારો પ્યાર અને મારી તરફનો તેણીનો ધિક્કાર સાથે મળી મને હિમત આપશે," એમ મન સાથે બોલી તે પોતાની લાઇબ્રેરીમાં ગયો.




## કરજ આપવાની નવી રીત.

ઓ પૈસારે પૈસા તું બુરી ચીજ છે,

હર કીસમની બદી અહીં તુંજથીજ છે.

ઘણીજ કીમતી અને ભપકાદાર ચોપડીઓ તરફ બોપતો, નાદરશાહ લાઇબ્રેરીમાં એમથી તેમ લટાર મારતો હતો, ત્યાં જઇ દારાએ કહ્યું, "ચાલો સાહેબ હવે તમારો ફડચો લાવીએ. તમને હમણાજ પૈસા જોઇયેછે નહીં?"

"હા સાહેબ. મારી તકરાર કે મારૂં માગવું ગમે તેવું કઢંગુ હોય તે છતાં હું તમને ફરીથી કહુંછું કે આ પૈસા મારા પોતાના લાભને માટે નથી, પણ મારાં વહાલાંના લાભને માટેછે અને તેટલા વાસ્તે મારી જીદથી કાંઇ બેઅદબી થતી હોય, તો તે સાહેબ મને માફ છે."

" વારૂં, પણ જો હું હમણા નહીં આપી શકું તો કાલે તમે મારી આફીસમાં આવશો કે નહીં ? "

" તે તો છેજ તો. "

" અને સમજો કે પૈસા આપતાં જરા વખત લાગશે તો ? "

" તો ! તો ! પૈસા મળે ત્યાં સુધી તમારો પીછો નહીં છોડવાનો ! હું તમારા ઓળાની માફક તમારી સાથેજ રહેવાનો, અને આફીસના ઓટલા ઉપર ઊભો રહી મોટેથી પોકારી તમોને હજારો ગાળો દઇ, હું તો તમારી આબરૂ લેવાનો. તમે સાહેબ જાણતા નથી ! મેં તમને નહીં કહ્યું કે એ પૈસા મારા નથી? એ મારાં બાયડી છોકરાંને માટે મેં એકઠા કીધા છે. તમારે ગમે તો આ મારો જીવ લઓ, પણ. નાણા તો પાછાં આપવાં પડશે. જરૂર પાછાં આપવાં પડશે. હું તમને છોડવાનો નહીં. "

" વારૂં સાહેબ, થંડા પડો. ઉસકેરાઇ ના જાઓ. હું તો તમને ફકત કામના સરેસતા મુજબ પુછુંછું. મને તો તમારા પૈસા પાછા આપવાજ છે, એટલે હું તમારા બોલની દરકાર કરતો નથી. હું હવે ખુલ્લે ખુલ્લું જોઉછું કે તમને કોઇએ ખુબ ભમાવી, તમારા કાનમાં ખુબ ઝેર રેડયુંછે. મેં તમને કહ્યું કે બે લાખ જેવી મોટી રકમ હું તો નહીં, પણ કોઇ પણ સાથે લઈ ફરે નહીં, અને આવી વખતે હું કોઇને એટલી મોટી રકમ આપી શકું પણ નહી. આગબોટ કાલે ઊપડે છે, નહીં ? "

" હા સાહેબ, દસ વાગે. "

" અને જો તમે નહીં જાઓ તો તમને મોટા ગોદા લાગે, નહીં ? "

" ગોદા લાગે અને તે કાંઇ જેવો તેવો કે ! "

" જુવો સાહેબ ત્યારે. જો કે તમે મારા ઘરમાંજ આવી, મારા પ્રમાણિકપણા ઊપર શક લાવી, મને હરહરતું અપમાન કીધુંછે, તે છતાં હું તમારી તરફ ઉદાર મનથી વરતું છું. સારા ભાગ્યે આજે મારા ઘરમાંથી બે લાખ કરતાં વધારે રૂપીઆ નિકળી શકશે. તમારા નસીબ બહુ મોટાંછે. મારા તો ઘણાં ઘહરાકો છે તેમાં એક બુઢી ઓરત છે. તે રાંડ બહુ વેહમી છે. તેણીને કોઇએ કાન ભરી ભમાવી કે રેલ્વેનું ખાતું ઘસી પડવાનું છે, તેથી બધા શેરો ઉતાવળે ખોટ ખાઇ વેચી, મને વ્યાજે રૂપીઆ આપી ગઇ છે. તે કાલેજ અહીં આપી ગઇ તેથી હજી અહીંજ છે. આવો મારી

સાથે બીજા ઓરડામાં, જ્યાં હુ મારી બધી કીમતી ચીજો રાખુ છુ. દસ દસ હજારની નોટ આપુ તો ચાલશે કે ?"

"મેહરબાની થશે–ચાલશે."

"છટ છટ! મેહરબાની શાની! તમારી બાઇડીના લાભ ખાતર આટલુ કરૂં છું અ'હ! બાકી તમે પોતે તો મને હરહરતો. ગેરઇનસાફ કીધો છે!"

તેઓ બેઉ જણા ઓરડામાંથી નિકલવા જતા હતા, તેવામાં એક ઓગણીસ વરસની છોકરી ઉબર ઉપર આવી ઊભી અને બોલી, "બાવા, હું ત્યારની તમને શોધ્યા કરૂં છુ! આજે બધો વખત અહીંથી ત્યાં ભરાયાજ કરશો કે?"

"ચાલ દુકતી! નિકલ! હુ આવુંછુ! તું જાણતી નથી કે આ ઓરડામાં હું ખાનગી કામ કરૂં છુ!"

જે છોકરી ઉપર કઠોર દિલના, શેતાની ખસલતના, બલકે શેતાન પોતે પણ સખ્તાઇ વાપરવાને આનાકાની કરે. તેવી એક મનોહર સુંદર છોકરીને તેણીનો બાપ પોતે હંકારી કાઢે ત્યારે તે બાપ કેવો ચંડાલ અને કેવ કઠણ હૈયાનો હોવો જોઇયે?

તેણી બીચારી ઘરમાં એકલી હતી. તેણીની બરદાસ્ત રાખવા માટે રાખેલી સ્ત્રી પોતાના સગાંને મળવા ગઇ હતી અને તેણી અંધારૂ થવાથી ઘરમાં એકલી બીહતી હતી. એકતો ઘરમાં ભુત પલીદની બુમ અને બીજુ તો અંધારૂં એટલે ભુત પલીદ નહીં દેખાતા હોય, તોપણ ખ્યાલી ભુત પલીદો અને ડાકણો મનની આંખ આગલ દેખાય, તે વચ્ચે એક કોમલ ઓગણીસ વરસની છોકરી એકલી કેમ રહી શકે?

દારાબ સંગ દિલનો તો હતો, પણ તે પોતાની છોકરી સાથે સખ્તાઇ હરગેજ વાપરતો નહીં, ઊલટી તેણીને લાડ લડાવી લાડકીબનાવી દીધી હતી, અને જે માયા વગરના શબ્દો તેણીને વાપરયા તે આ પેહલીજ વાર હતા.

તેણીના જવા પછી દારાબે નાદરશાહને કહ્યું, "ચાલો શેઠ, મોડુ થાયછે. દાદરેથી છેલ્લી ગાડી સાડા અગીઆર વાગે ઉપડેછે, અંહ અહીંથી તમે ચાલીને જશો કે?"

" ચાલવાને શું હરકત છે? જરૂર પડે તો ૧૦૦ કોસે ચાલીએ."

" ચાલો ત્યારે આવો હું તમને તમારા રૂપીઆ આપું."

દારાબે એક હાથમાં કુંચીનો ઝુમખો લીધો, અને બીજા હાથમાં દીવો લઇ આગલ ચાલ્યો, તેની પછવાડે નાદરશાહ ચાલ્યો. દારાબે જઇ એક ઓરડો ઉઘાડ્યો અને નાદરશાહને કહ્યું, " સાહેબ, હું આ ઓરડામાં કોઇને બીલકુલ આવવા દેતો નથી, તેથીજ અહીં આટલી ધુલ છે અંહ! કોઇને ખબર પડે કે અહીં દલ્લો મુકેલો છે તો પછી તેના પગ નહીં થઇ જાય વારૂં ? "

" હા સાહેબ, પણ અહીં તો ગુંગલાઇ મરવાનું છે. આ ઓરડો ખજાનો મુકવાને બદલે મુવેલાં મુડદાં મુકવાને વધારે લાયકનો છે ! બાપરે ! હજી સુધી આવો બીહામણો ઓરડો નથી જોયો ! "

તે ઓરડામાંથી બીજા ઓરડામાં, અને ત્યાંથી બીજામાં જઇ, એક ઓરડામાં આવ્યા, જ્યાં એક બાજુએ એક લોખંડની તીજોરી મુકેલી હતી, બીજી બાજુએ એક તેબલ અને એક ખુરસી મુકેલી હતી. તે દેખાડી દારાબે કહ્યું, " આ મારો ખાનગી આફીસ રૂમ છે. અહીં હું લોકોના ખત, પત્રો, ખજાનો, જર ઝવહેર રાખું છું, અને આએ બારણું ઉઘાડો તો એક ઓરડો છે, તેમાં હું રૂપાનાં વાસણો પલેટો વગેરે રાખું છું," એમ બોલતાં બોલતાં તીજોરીમાંથી એક ઇસ્તોકરી કાઢી તેબલ ઉપર મુકી, અને વાત ચાલુ રાખી "આએ ઇસ્તોકરીમાં પેલી બુઢીના રૂપીઆ છે." નાદરશાહ ઇસ્તોકરી તરફ નિહાલીને જોતો ઉભો હતો, તેટલામાં દારાબે તીજોરી આગલ જઇ કાંઇ બીજું હાથમાં લીધું જે નાદરશાહે જોયું નહીં. આ ચીજ દીવાની રોશણીથી ચકચક થતી હતી અને તે દારાબે પોતાના બદીઆનની બોહેમાં તરતજ છુપાવી દીધી અને નાદરશાહ તરફ ચાલી કહ્યું, " આવો સાહેબ, હું તમને આ મારો છુપો ગુફો, જ્યાં મેં લખો રૂપીઆની મીલકત ભરી છે તે દેખાડું. હું ધારૂં છું કે તમને ભુતડાકણનો વહેમ નથી "

"બીલકુલ નહીં. તમે કહો તો, તમે કહો ત્યાં, કહો તે વખતે જાઊં. ભુત શું ? ડાકણ શું ? અ હહહ ! હું સાહેબ ભુત ડાકણની વાત માનતો

નથી. એતો ફકત નબલા મગજનો ખ્યાલ છે, અને અભણ લોકોની ફીલસુફીછે."

દારાબે તે ગુફાનો દરવાજો ઉઘાડયો, જે જોઇ નાદરશાહ ટકોરમાં બોલ્યો, "અરેબીઅન નાઇટ્સમા જે અલાઉદીનના ગુફા વિષે વાંચીએ છીએ, તેના જેવોજ આએ એક ગુફો છે."

"વાત ખરી, તેના કરતાં સરસ, પણ જો તમને ચીન-જાપાન, વેલાત અને પેરીસની નવાઇ જેવી ચીજો જોવી હોય તો અંદર ઉતરો. જોવાથી બહુ મજાહ પડશે."

નાદરશાહે પોતે દીવો હાથમાં લઇ ત્યાં સીડી ઉપરથી ગુફામાં ઉતરવા માંડયું, પણ તે હજી એક પગથીયું ઉતરે નહીં, તેટલામાં દારાબનો હાથ ઉંચો થયો અને નાદરશાહ ચીનાઇની પીઠ ઉપર આવી પડયો, જે ફટકો પડતાંને વાર, ચીસ પાડી ઊભી સીડી ઉપરથી નાદરશાહ તરતજ નિચે પડયો.

દારાબે બદીઆનની તળે પેલી ચીજ સંતાડી બારણું બંધ કીધું અને ત્યાંથી બહાર નિકલી પોતાના ઓરડા તરફ ચાલુ મુકયું નહીં, તેટલાંમાં તેની છોકરી તેની સામે થઇ. તેણીએ આગલ આવતાંને વાર પુછયું, "બાવાજી, તમારો દોસ્તદાર કયાછે?"

"દીકરી તેતો ગયોબી."

"કયાંથી ગયો! કયારે! હું અહીંજ છું. મેં તો જોયો નહીં.? બાવા તમે મારી મશકેરી કરો છો, નહીં?"

"ગાંડીછે ગાંડી! મશકેરી કરોછો નહીં (ખીચ પાડી) પેલા ઓરડામાં બાહાર નિકલવાનું બારણું નથી? લાંબો કાવો ખાય તેના કરતાં બીચારાને ટુંકો રસ્તો દેખાડી દીધો તે સારૂં કે નહીં?"

"તેતો હશે બાવા, પણ એવા અંધારા બીહામણા ઓરડામાં તમારાથી કેમ એટલો વાર રહેવાયછે! વાત કરવાને બીજા ઓરડા નથી શું?"

"જા શીરીન, જા તારા ઓરડામાં જઇ સુઇજા. તું શું સમજે? તે ઓરડામાં અગત્યના કાગજીઆં હતાં તે આપવાના હતા."

"વારૂં બાવાજી, તમે આજે આટલા બધા ફીકર કેમ પ-

ડી ગયા છો? વળી તમે મારી સાથે આટલા દમમાં કયારે વાત -
કરતા હતા? મારી ખાતરી છે કે આજે કાંઇ બન્યુ છે ખરૂ."

"હા શીરીન, હમણા જે આવ્યો હતો તેની સાથે જરા કફેરૂં કામ હતું. પણ હવે કાંઇ નહીં, મે તેનો નિકાલ કાહાડી નાખ્યો છે: પણ જા શીરીન તું હવે જઇને સુઇજા—મને ઊંઘ આવેછે અને હજી મે મેલના કાગજ નથી લખ્યાં."

"વારૂ ત્યારે, બાવા સાહેબ મેહરબાન" એમ કહી તેણી પોતાના બાપને રાએતા મુજબ ચુમી આપવા જતી હતી તેટલામાં તેણીની નજર તેણીના બાપના સદરા ઉપર પડી જે જોઇ તેણી ચીસ પાડી ઊઠી "બાવા આએ શું?"

"શું છે ગાંડીછોકરી, આજે તારૂં મગજ ઠેકાણે નથી શું?"

"બાવા જુવો હું ગાંડી છેઊં કે નહી.? જુવો બાવા, આએ તમારા સદરા ઉપર કેટલુ બધું લોહી!"

"અરે શીરીન! તું કેટલી પોચી છાતીવાલી છે. લોહીછે એજ કે બીજું? હું હમણા ઓરડામાં નિચી મુંડીએ વાંચતો હતો ત્યારે મારા નાકમાંથી લોહી ગળ્યું. કોણ જાણે મારા મગજમાં પુષ્કળ લોહી ભરાયું છે શું?—જા હવે ખોદાનું નામ લઇ સુઇજા—સકારી ઉઠજે અંહ!"

શીરીન પોતાના ઓરડામાં જઇ સુઇ ગઈ તે અગાઉ વિચાર કરી કરીને ઊંઘાઇ કે "આજે જયાં છે ત્યાં બાવાજીને કાંઇછે ખરૂં. કાંઇ પેહડીની ખટપટ હોવી જોઇએ."

દારાબના પગ ધ્રુજતા હતા, હિમત ઊડી ગઇ હતી અને તેથી જરા બાતલીના પ્રવાહી પદાર્થથી હિમતને પાછી બોલાવવા તેણે જમવાના ઓરડા તરપ ચાલુ મુકયું, પણ અફસોસ! જે શખ્સને તે આ વખતે જોવાને બીલકુલ નારાજી, તેજ શખ્સ ન્યુસપેપર વાંચતો ત્યાં બેઠેલો હતો. શીરીને લોહી દેખાડયું તે વખતે દારાબે બદીઆનના બતન પોયાં હતાં તેથી લોહીનો દાઘ તો ઢકાઇ ગયો પણ તેથી શું થઈ ગયું? તેનો ચેહરો તો ઊઘાડો હતો.

"તું અહીં ખતલા! તું અહીં કયાંથી? હું તો જાણું તું સોનાપુર પુગી પણ ગયો હશે!"

"નહીંરે સોનાપુર પુગતાં તો મને ઘણો વખત જોઇયે સાહેબ. તમારા તાહેલાં તાહેલાંથી હું આજે પછાડામાં પડયો. ટ્રેન જતી રહી તેથી એક રાત અહીંજ તોડી પાડવાનું દરૂસ્ત ધાર્યું. મને અહીં સુવા દેવામા કાંઇ અડચણ તો નથી?"

"અડચણ શાની! બીલકુલ નહીં. કોઇને હાંક માર કે તને ટોલીઓ પાંથરી આપે."

"બોલાઉં છું--પણ શું છે? શું છે? એટલા ધ્રુજો છો શાના? એ ચેહરો કેમ ફીકકો પડી ગયો? કાંઇ પેટમાં દુઃખતું હોય તો કહો. હું પણ શોખ માટે થોડું હામીઓપાર્થીક વૈદું શીખ્યો છું--જુવો થોડું ઘણું સાંભળી લેઓ-પેટમાં દુ:ખતું હોય ત્યારે પેટમાં દુખે એવી ચીજ ખાવી. પેટમાં આગ બલતી હોય ત્યારે મરચાં ખુબ ખાવાં. પાણીની સોસ લાગતી હોય ત્યારે મીઠાસ ઘણો ખાવો. તાપ આવતી હોય ત્યારે કેરી કરમદાં ખુબ ખાવા. ટાઢ વાગતી હોય ત્યારે થંડા બરફ પાણી જેવાં પાણીથી ઉપરા સાપરી નાહવું. એવા ઘણા હામીઓપાથીક ઉપાયો છે, તે કહેવા બેસું તો સોનાપુર જઇ પુગું તોપણ પુરી નહીં થાય. તમને શું છે? બોલો તો ખરા."

"હવે તારી ફીલસુફી બંધ કર અને મુગો મુગો મરીરહે. હમણાજ જરા ટાઢ વાગી આવી." એમ કહી તેબલ ઉપર બ્રાન્ડીની બાટલી હતી તેમાંથી શોદા વાતરનું ગલાસ પોણું ભરયું અને કાચો ઓટી ગયો."

"અંહ ત્યારે તું ટ્રેન ચુકી ગયો નહી?"

"હા—મેં તમારા ઘોડાવાલાને મોકલી દીધો અને ઉપર જઇને પુછયું કે ટ્રેન ક્યારે આવશે ત્યારે કોઇ ઝુકતા રામોસીએ ઊંઘાતો જવાબ દીધો, "અભી ટ્રેન ફજરમે—પણ વારૂં પેલા ચીનાઇને ખેરવ્યો કે, રૂપીઆ લઇ ગયો કે?"

"તેને ગયાં ને તો અર્ધો કલાક થવા આવ્યો."

"પછી પણ થયું શું? એતો બસ રૂપીઆ ને બસ રૂપીઆ આપો એમ લઇ બેઠો હતો."

"પાંચ ટકાને બદલે દસ ટકા આપવા કહ્યું તેથી તે ખુશી થઇને ગયો."

ખતલાએ આ બધું સાંભળી લીધું અને ડોકું હીલવી એક હાથે દાઢીના બાલના ખુપરા ઘસતો ઘસતો એક આંખ મીચી બોલ્યો, "અહીંથી તે કયાં ગયો હશે ? સ્ટેશન ઉપરજ નહીં ? હું ધારૂંછું.તે કાઇ ટુંકે રસ્તે પુગી ગયો હશે."

"હા—મેં તેને પછવાડેનો રસ્તો બતલાવ્યો."

"ત્યારે તો તે મને મળવો જોઇએ ! હું પણ તેજ રસ્તે પાછો ફરયો."

"કોણ જાણે તે કાંઇ આડો ફાટો હશે. એ બીચારો અહીં કયે દહાડે આવેલો જે રસ્તો જાણે."

"પણ તે કેટલો ગફલતી છે કે આએ વરસાદનો હમલો પણ અહીં-જ સુકી ગયો છે."

"બહુજ ગફલતી દીસેછે ખરો—ખતલા હું આખા દહાડાના પછા-ડાથી બહુ થાકી ગયો છું. હવે ઊંઘ આવેછે. હું કોઇને કહુંછું કે તને એક ઓરડો ઊઘાડી આપશે, લે ખતલા. લે થોડો લે. સંભાળજે ઘણો કડક છે અહ !"

"કડક છે ! હોય કેમ ! ઘણો નરમ હોવો જોઇએ. તમે બ્રાન્ડી થોડો પીવા વાલા તે છતાં હમણાને હમણા પાણી બાટલી તો પી ગયા ત્યારે સખત તો હોયજ કેમ ?"

દારાબ ખતલાથી આજેજ થઇ પોતાના ઓરડામાં સુવા ગયો. ઓરડામાં જઇ બારણાં બંધ કીધાં કે તેના અંતઃકરણના ડંખ શરૂ થયા. ઘણું સમજાવી તેને શાંત પાડવા માંડયું કે "કાંઇ નહીં મેં સોગંદ લીધા હતા તે પાર પાડયા છે. હવે પીરોજા, તું તારાં નાદરશાહને કયાંથી પાછી મળશે ? હવે તારી ગરૂરી નિચી પડશે ! હવે તને મારે તાબે થવું પડશે ! ખુદરતનો બનાવ અજબ છે ! વીસ વરસની વાત ઉપર મેં સોગંદ લીધા હતા ! અને આજે મને તક મળી ! મેં આ નાદરશાહને જોયો તો આજેજ ! આગલ ફકત નામે ઓલખતો હતો ! આહા ,ખુદરતની મરજી અજાયબ છે ! મારા નસીબમાં વેર લેવાનું અને એના સરજતમાં મરવાનું તે ચાલી ચલાવી ખુદરતે એને અહીં મોકળ્યો ! એમાં મારો શું વાકછે ? ખુદરતે મને એ કરવા સરજયો હશે ને મેં તે કીધું.

"વળી મને બેવડો ફાયદો ! બે લાખ રૂપીઆ મને પચ્યા અને મારી આબરૂ તો જતી બચશે ! એકજ ફટકામાં બંદાએ કામ પાર પાડયું

હો ! સાબાશ સાબાશ દારૂ ! તું કેવો હિમતવાન છે. હમણાંથી મરવાનું ને પછી બી મરવાનું. એ મારે હાથે નહીં મરતે તો વખતે દરીઆમાં તોફાન થતે અને મરતે. ખાસ બંદા, તું હવે નિરાંતે ઉંઘ. નાદરશાહ જેવા એક માણસ ગયાથી દુનીઆને કાંઇ ખોટ નથી જવાની. હાલ મારી બે મતલબ તો સરી ”

આવી રીતે પોતાના મનને સમજાવી ધીરજ આપી ઉંઘવાને ઘણા ફાંફાં મારયાં, પણ ઉંઘ આવે કયાંથી ? ઉંઘની દેવી એટલી સાવધ અને બીહકણ છે કે એવા કફોરા અને સખ્ત દિલના માણસ આગળ તે આવવાને બીલકુલ હિમત કરતી નથી.

જરા આંખ મીંચે કે નાદરશાહ રૂપીઆ માંગતો દેખાય ! આથી તદન કંટાલી જઇ એક હઝીચેરમાં જઇ સુતો, ત્યાં તેને વિચાર આવ્યો કે “ રૂપીઆની રસીદ કોઇના હાથમાં ગઇ તો ? ” પણ પાછો વિચાર કરેછે કે “ કોના હાથમાં જાય ? કેવી રીતે જાય ? તે તો તેની સાથેજ હોવી જોઇયે અને તે તેની સાથેજ અંધારા ગારમાં સબડશે– પણ સબર, નાદરશાહનો વરસાદનો દગલો બાહાર રહી ગયો છે તેમાં તો રસીદ નહીં હોય ? ” આ વિચાર આવ્યાથી મીનબતી સલગાવી ધીમે ધીમે પોતાના ઓરડામાંથી જ્યાં દગલો હતો ત્યાં ગયો. ખતલો બીજા ઓરડામાં જઇ સુઇ ગયો હતો. ઓરડામાં અંધારૂં હતું અને દગલો જ્યાંનો ત્યાં પડેલો હતો. તેના તેણે ગજવે ગજવાં ફરી ફરીને તપાસ્યાં પણ કાંઇ પણ કાગજ નિકળ્યું નહીં, તે વારે તેને ફરી વિચાર આવ્યો કે રખેને ખતલાએ અગાઉથી ગજવાં તપાસ્યાં હોય, અને રસીદ લઇ લીધી હોય. પણ પાછી મનને ધિરજ આપી કે “ ખતલાને શી એટલી ગરજ કે ગજવાં તપાસે અને નાદરશાહ જેવો કંજુસ અને સાવધ માણસ બે લાખ રૂપીઆની રસીદ એક ઉપર પેહરવાના દગલામાં મુકે એ પેહલા તો માની નહીં શકાય. ”





# પ્રકરણ—૫.

## ખરો પ્યાર.

ખરો પ્યાર જીગરમાં ને બાહાર રહેવું પડેછે;
દુર રહયાથી પ્યાર ભુલેછ એમ કોઇબી દીન ઠરેછે ?

પીરોજાની માંદગી ઘણી ધામેથી દફે થતી ગઇ. તેણીએ ધારતી ખાધી હતી અને તે ધારતી હજી ગઇ ન હતી. કેવા ધીરજથી અને કેવી માયાથી ગુલ પોતાની માયની ખીદમતમાં વખત ગુજારતી હતી. અરે એવી ચાકરી તો કોઇ કરશે નહીં. ખુશરૂ ગુલ કરતાં ઓછી બરદાસ્ત લેતો ન હતો. આવા માયા ભરયાં છોકરાંઓની માયા આગલ દાકતરની દવા શી બીસાદમાં ? દિલાસો એ પણ દુઃખની એક મોટી દવાછે અને દિલાસો આપવામાં આ ભાઇ બેહન બીલકુલ પછાત હતાં નહીં. આ ભાઇ બેહને જેવી રીતે પોતાની માયની ચાકરી કીધી તેવી કોઇ પણ માવતરની ચાકરી થઇ નહીં હશે, એમ કેહવાને કાંઈ પણ સહરાગાત નથી. આહા ! વલી કેવો હેતવંતો ભાઇ કે વાદલ ખુલ્લુ હોય તે વારે જરા પછવાડે જઇ ફરી આવવાને બોહોંસ કરતો અને તે કેવો માયાલુ દીકરો હતો કે પોતે ઘરમાં રહી પોતાની વહાલી માતાની ખીદમતમાં સર જુકાવી ઉભો રહેતો ! એવા હેતવાલાં છોકરાં તો થોડાંનેજ હોય છે. આજ કાલતો બાપ દીકરાને વેર અને માય તરફ દીકરીને કેહર રહેછે, પણ જેવારે ખુશરૂ ગુલને બાહાર ફરવા જવા કહેતો તે વારે ગુલના ગાલ ઉપર ગુલાબી ગુલનો ગમતો રંગ ચઢી આવતો, જે ઉપર બરાબર ધ્યાન રાખી તેના ભેદો જાણવાને ખુશરૂ કરતાં અલબત કોઇ વધારે હુશિઆર માણુસ જોઇતું હતું. તેણીને બાહાર ફરવા તો ગમતું હતું અને તેમાં તેણીની કાંઇ મતલબ હતી, પણ પોતાની માય તરફનો પ્યાર આડે આવતો હતો અને તેણીની મતલબ સાથે ત-

કરાર કરતો હતો, પણ આખરે માય તરફનો પ્યાર હારી પોતાની મતલબ તરફનો પ્યાર જીતી મગન થઇ પ્રકાશતો હતો. પીરોજાને માંદા પડયા પછી નજદીક એક અઠવાડીયું ગયું પછી તેણી પેહલી વાર બાગની પછવાડે ફરવા નિકળી. તેણીને ઘણું દુર જવા ના કહેવામાં આવ્યું હતું, તે છતાં તેણી આગલની આગલ ચાલી. બાગની પાછલના જંગલના રલીઆમણા દેખાવનું ખાલી લંબાણ બ્યાન કરવા કરતાં ફક્ત ખ્યાલ કરવો ઠીક પડશે. એટલું કહીશું તો બસ થશે કે ત્યાંના આકાશના અને જંગલના ઝાડોનો દેખાવ સુરજ અસ્ત પામ્યા પછી એટલો તો ધ્યાન ખેંચનારો હતો કે એક દરદી તે જોવામાં ગુંટાયાથી પોતાનું હઠીલું દરદ પણ વીસરી જાય. તેણી આગલ ચાલી ચાલી અને એક ઝાડની ઘટા આગલ જઇ ઉભી. તેણીથી થોડેક દુર એક યુવાન શખ્સ જે નહીં જણાય ઇંગ્રેજ કે નહીં જણાય પારસી, તે પોતાની પીછીથી ઝાડોનો અને આસપાસના દેખાવનો આબેહુબ ચીતાર પાડતો, પોતાના કામમાં મશગુલ હતો. આ શખ્સને નિહાળતી ગુલાબી ગુલ થંભ થઇ ઉભી. આ શખ્સનો દેખાવજ કહી આપતો હતો કે તે કોઇ ઉંચા ખાનદાનનું લોહી પોતાની રગમાં ધરાવતો હતો. તેની નજર જેવી ગુલ ઉપર પડી કે તે તરફ ઉઠી તેણીની આગલ જઇ બોલ્યો, “ મારી પ્યારી તુ કેટલી મોડી આવી. તેં કેટલો વખત મને ડોલા તણાવ્યા કીધા. ખચીત, તેં મને અરધો મારી નાખ્યો છે. ”

તેના જવાબમાં ગુલે શીરીન હલકથી જવાબ આપ્યો, “એ કરતાં જલદી હું બીલકુલ આવી શકી નહીં. શોહલ, આજે જો કે આવી છુ તોપણ હું બેચેન છું, અને આવીછું તે તારે ખાતર આવીછું. અરે! માયજી આજારી છે, નહીં તો આપણે અદરાયાં છીએ તેની રૂડી વધામણી તેવણને હું કહેતે! આહા! તને મારા માયજી આગલ લઇ જવાની મને ક્યારે તક મળશે! જો તું એમ કહેકે મારા માયજી તારી ગરીબાઇ આડી લાવશે તો તેમાં તું ભુલેછે, અને મારા માયજીને નાહક ગેર ઇનસાફ કરેછે. તેવણ એવાં ભલાં છે અને ડાહયાં છે કે જ્યાં મારો ખરો પ્યાર હશે ત્યાંજ મને પરણાવશે. પૈસાદાર ઉપર જો મારો પ્યાર નહીં હોય તો મારી ખાતરી છે કે તેવણ મને બીલકુલ બોંહોસ કરશે નહીં. તેવણને તારી

ચાલ ચલણ પસંદ પડી એટલે બસ છે. ખરૂં છે કે હાલના જમાનામાં પૈસાથી ગધા જેવા પણ ઘોડામાં ખપેછે, પણ હું તો ખાતરીથી ધારૂં છું કે પૈસાથી માણસને બીલકુલ લાયકી મળતી નથી, બલકે ન છાજતે ઠેકાણે પૈસો હોવાથી ઘણાં માઠાં પરીણામ નીપજે છે."

શોરાબ બધું સાંભલી લઇ ભારે નીસાશો નાખી બોલ્યો, "ગુલ, હશે, તારી માય ઉમદા મનની હશે; પણ તને દુનીઆનો બરાબર અનુભવ નથી! એવાં ઘણાં છે કે જેઓ પૈસાને પોતાનો પીતા સમજે છે. પૈસાને તેઓ ખુદાજ માનેછે. કેટલાંકો પોતાના વહાલાંમાં વહાલાંને પૈસાને અર્પણ કરી દએછે. ખરે, ગુલ તને દુનીઆના છાલકાપણાનો ઘણો થોડો અનુભવ છે, નહીં તો તું એમ નહીં કહેતે કે ગરીબાઇ આપણા પ્યાર વચ્ચે નહીં આવશે!"

"પણ મારા માય કે બાવા બેમાંનું કોઇ પૈસાના પુજારી નથી. બાવાજી એટલા ભોલા છે કે ફકત મને જહેને કબુલ કરવું પડશે કે હું માલે ગરીબ પણ દિલે તવંગર અને તારા જેવા એક લાયક નરને જીંદગીનો ભાગ્યો કરવાને બંધાઇ ચુકીછું. પ્યારા શોહલ, તું તવંગર નથી એમ કહેવાને તુ ભુલેછે. બેવકુફ છે આ દુનીઆ કે ફકત માલની તવગરીને માન આપી દિલની તવગરીને લેશ ભાર પણ કોહું આપતા નથી!"

"ધિરજ ધર પ્યારી, મારી પાશે તને સુખના સાધણો પુરાં પાડવાને જર હતે તો, આહા, તારા બાવાના મીન જવા આગમજ તારો હાથ મારા હાથસે જોડવાને હું ભાગ્યશાલી થતે; પણ ગુલ, હાલતો હું ગરીબ છું, અને મારૂં પોતાનું ગુજરાન માહા મુશકેલીથી કરૂંછું, તો પછી પરણી તારી જીંદગીની ધુળ કરવાની કેમ હિમત કરૂં!"

"હંમેશ એવો દહાડો નથી રહેવાનો. તારા હાથમાં આવો સરસ હુન્નર છે કે તું આગલ ચાલતાં ફાવશે."

"ફાવું કે નહીં ફાવું, તેની હુ દરકાર કરતો નથી. મારા જેવો એક માણસ લાયકાત છતાં પણ ફાવે એ હું તો માની શકતો નથી. હું કેટલો ઓસીઆરોં અને કેટલો અભાગ્યો છું! જે માણસ ઊપર થુંકું પણ નહીં, તે માણસને માન આપી ચાલવું પડેછે! તે મને ધિકકારે છે! મને તે ગમતો નથી! તે મારી જીંદગાનીની ધુળ કરેછે, તો હું કેમ ફાવું!

આજે તો લાયકાત ન છતાં થોડુંક શીખેલા અને થોડા હુશિઆર જરથી અને લાગ વગથી ફાવે છે, પણ પ્યારી, હાલતો હું ઘણી મેહનત કરૂં છું. આખા દહાડામાં મેં આટલું ચીતર્યું છે. જો તને ગમે છે કે નહીં? તને જો પસંદ પડયું તો મારે મનથી બસ છે. પ્યારી, તુંજ મારે મનથી આખી દુનીઆ છે. મને વધુ જર કે બીજું કાંઇ જોઇતું નથી. જીવવું થોડું છે, તો બસ તારૂં અને મારૂં ગુજરાન થઈ શકે એટલુંજ હું મેલવતા માંગુછું, અને પછી પ્યારી, હું તને સુખી કરવા ઇચ્છીશ."

ગુલ તેને પ્યાર ભરયા જુસ્સાથી વળગી પડી, અને બોલી, "શોહલ, તું નીરાશ ના થા. શોહલ, મારી ખાતરી છે કે તુ એક નામાકીત પેન્તર થશે."

પ્યારભરી વાતો કરી અને એક એકને ભેટયા પછી ભારે ગમગીનીમાં તેઓ છુટાં પડયાં. ગુલ પોતાની માય સાજી થાય તેની વાટ જોતી હતી અને શોહલ પોતાનો વખત ફેરવાય તેની રાહ જોતો હતો.

તેઓનો પ્યાર રફતે રફતે પેદા થયો હતો. ખુરશેર અને ગુલ વારંવાર ફરવા જતાં ત્યારે આ શોહલને કાંઇને કાંઈ જંગલના દેખાવનાં ચીતાર લેતો જોતાં હતાં, અને તેઓ તેની આગલ જઇ ઉભાં રહેતાં હતાં, ત્યાંથી તેઓને ઓલખાણ થઇ હતી અને તે ઓલખાણ ઉપરથી એક મેકને તપાસી લેવાને તેઓને જોગવાઇ મળી હતી. અને તેના પરિણામ તરીકે તેઓ બેઉ વચ્ચે ઘાડો પ્યાર ઉત્તપન થયો હતો.

આહા! પણ જયાં દુઃખ આવવા લાગ્યું હોય ત્યાં તે એકલું આવતું નથી. પોતાની સાથે જોડયો લેતું આવેછે. ગુલ બીચારી માય સાજી થાય કે લગનના ગાંઠથી જોડાવાની આશા રાખતી, પણ ખુદરતે શોરાબના મનમાં એવો વિચાર મેળ્યો હતો કે પરણવું તે અગાઊ સંસાર ચલાવવાના સાંધણો તૈયાર રાખવાં, નહીં તો અમસ્તું પરણી પોતાની અને પોતાના ઘરની ફજેતી કરવી એ કાંઇ શીખેલા અને ડાહયા માણસનું કામ નથી, અને તેથી છુટાં પડતી વખતે તેને પોતાના મન સાથે સોગંદ લીધા કે "જયાંસુધી હું મારૂં અને મારાં બાયડી છોકરાંનું ગુજરાન કરવાને બરાબર શક્તિવાન થાઊં નહીં, ત્યાંસુધી હું પરણવાથી હાથ ઉંચકીશ, અને જો ગુજરાન ચલાવવાને શક્તિવાન થાઊં તો પછી ગુલ

સાથે પરણવું, અને જો ગુલ બેવફા થઇ તો પછી મારે તેણીની અને તેણીની બેવફાઈની યાદમાં સદા કુંવારો રહેવું, પણ અરે! ગુલ બેવફા થઇ નથી તે અગાઉ એવો મારે ખ્યાલ પણ લાવવો નહીં જોઇયે ! એથી નાહક તેણીને ગેર ઇનસાફ થાયછે."



પ્રકરણ—૬

## ગયા વખતની વાત.

બેવફા નાર—પોતાના ભરથાર—ને ઠગવાનું કામ—નખ ધારે છે;
વફાદાર નાર—આગલ પુરા લાચાર—થઇ શુભો શામ—જખ મારેછે.

પીરોજા સાજી થઇ પણ તે બહુ ધીમે. ઘણુંજ આસ્તે મોઢાં ઉપર રતાસ અને આંખમાં નુર પાછું આવતું ગયું, અને જયારે તેણીનું મન શાંત પડયું ત્યારે તેણીનો પેહલો સવાલ એ હતો કે "કાંઇ કાગજ આવ્યું છે? નાદરશાહનું કાંઇ કાગજ મળ્યું છે?" અફસોસ! ના કહેવાથી તેણીને કેવું દુ:ખ લાગ્યું! ગુલ અને ખુશરૂને એટલું દુ:ખ નહીં લાગતું તેનું કારણ તેઓ એમ સમજતાં હતાં કે કાંઇ કામના રોકાણના સબબથી કાગજ નહીં લખાયું હશે, અને ફુરસદ મળશે જરૂર કાગજ લખી મોકળશે; પણ પીરોજાને તેણીના વહાલા નાદરે કહ્યું હતું કે જતાંને વાર જઇને દારાબ નાણાવટીને ત્યાં નાણાં વ્યાજે મુકી રસીદ તારી ઉપર મોકલાવી દઉછું, અને તેથી કાગજ નહી તોપણ રસીદ તો આવવીજ જોઇયે. તેણીને કાંઇ પૈસાની જોઇયે તે કરતાં વધારે ચીંતા નહીં હતી, અને નાદરશાહને તે પૈસા ઉપર કેટલું ધ્યાન હતું તે તેણી બરાબર જાણુતી હતી, અને તે છતાં તેણે ચીન જતા આગમજ કાંઇ પણ કાગજ પોસ્ત કીધું નહીં, તેથી બેહદ અજાયબી લાગતી હતી અને તહરેવાર ધાસ્તીઓ તહરેવાર આકારમાં મનની નજર

આગલ આવી ઊભી રહેતી હતી. તેણીની ફીકર ચીંતાનો ખ્યાલ આ કલમ કશી થઇ શકતો નથી, તેણીના છોકરાં તેણીને ઘણી ધીરજ આપતાં, પણ તેની જોઇયે તેવી અસર થતી હતી નહીં. બીજી બાજુએ ગુલ પોતાની માયને સાજી થતી જોઇ મગન થતી હતી અને કયારે તેનો બાપ પાછો ફરે તેનો વિચાર કરતી હતી, કે જેથી તે પોતાના શોહલ સાથે લગનના ગાંઠથી જોડાય. તેણી હવે વારવાર સાંજના ફરવા જતી તેવારે પોતાના વહાલાને મળતી હતી ખરી, પણ એમને એમ દહાડા પછી દહાડા વહી ગયા, જંગલનો દેખાવ બદલાઈ ગયો, રૂતુ ફેરવાઇ ગઇ, દહાડા નાના થવા લાગ્યા, પણ આંખ તાણીં તાણી ખડે પગે વાટ જોતાં નાદરશાહ તરફથી કાંઇબી જાતની ખબર મળી નહીં.

પીરોજા પોતાના જાનીની યાદમાં બલાપામાં દહાડા ગુજારતી ખોદાનાં શુકર ગુજાર કરતી હતી. ફરવા હરવા કયાંથી ગમે અને કોઇને મળી તેની સાથે રંગમાં ઉતરી વાતો કેમ થાય? તેણીનું ધ્યાન એકજ ઠેકાણે લાગેલુ હતું, અને તે પોતાના ભોલા ભરથારની યાદદારતમાં હતું. તેના જવાને ત્રણ મહીના થઇ ગયા પણ તેની તરફથી કાંઇપણ સમાચાર મળ્યા નહીં. ફકત પીરોજાનેજ ફીકર ચીંતા લાગતી હતી. તેણીના છોકરાં તો હજી માયને ધીરજ આપતાં હતાં કે " કામ કાજમાં ગુંટાયલા હશે અને તેમાથી ફરસુદ મળે ત્યારે કાગજ લખે કે. "

એક દહાડો પીરોજાએ ખુશરે અને ગુલને શેહરમાં કાંઇ સામાન લેવા મોકલ્યાં. તેઓને કામમાં ગુંટાયલાં અને સુખી જોવાને તેણી ઘણી ખુશી હતી, અને ઇચ્છતી હતી કે તેના ગમમાં તેઓ ભાગ લેતાં દુર રહે તો સારૂં, એ તદન ખુદરતી હતું.

તેણી તે દહાડે પોતાના ઓરડામાં બેસી નાદરશાહની યાદદાસ્તમાં ચકચુર હતી. આ દીવસે તેણી જેટલી ખુબસુરત દીસતી હતી તેવી કદાચ કોઇ દીવસે દેખાઇ નહીં હશે. તેણીએ કપડાં બદલ્યાં હતાં, અને શંગાર કીધો હતો. બીજી કોઇ સ્ત્રી કોઇના ગમમાં હોય તો નાહે નહીં, કપડાં નહીં બદલે, ભુખી રહે, તેમ પીરોજા કરતી હતી નહીં. ભુખુ રહેવુ એ કાંઇ ગમની દવા નથી. નાહવુ ધોવુ નહીં અને ફુવડ રહેવુ એ કાંઇ ગમનો મલમ નથી, પણ એથી ઉલટું, ફુવડ રહેવાથી કોઇ બીજી જા-

તના મલમની શરીરને જરૂર પડી જાયછે. પીરોજા કેલવાયલી હતી અને તેથી તેણીને કાંઇ કહેવા પુછવાની જરૂર પડે એવું હતું નહી.

આવી રીતે નાહી ધોઈ, કપડાં બદલી, સેંતો પાડી, બારી વાટે બેઠી હતી અને વિચારમાં વિચાર કરતી હતી કે "વીસ વરસ થઇ ગયાં તોબી શું દારાબ નાણાવટીનો મારી તરફનાં પ્યારનો જખમ રૂઝાયો નહીં હશે!" તેવામાં તેણીના ઓરડાના બારણામાંથી એક શખ્સ અંદર દાખલ થયો, જેને જોઇ તેણી ચોંકી બોલી-"દારાબ નાણાવટી! એ હું શું જોઉંછું!"

આ અંદર દાખલ થનારના આપણા મમાઈ બપાઇ કહે તેમ "આવરદા સો વરસના હતા." કારણ આ શખ્સ બીજો કોઇ નહીં પણ દારાબ નાણાવટી પોતે હતો. તેનો ચેહરો હંમેશ કરતાં જરા વધારે ફીકકો હતો પણ મકકમપણું ચેહરા ઉપર સાફ છાપ કરી બેઠું હતું. પીરોજા બેઠી હતી, ત્યાંતલગ ચાલી એક પાસેની ખુરસી ઉપર બેઠો અને તેણે પીરોજાના ઉપલા સવાલનો જવાબ આપ્યો.

"હા, પીરોજા, હું દારાબ નાણાવટી છું. આપણે વીસ વરસની લાંબી મુદત બાદ પાછાં મળ્યાં છીએ અને જે ઓરત મારી જીંદગીના દુ:ખનું કારણ હતી તેને આજે વીસ વરસ બાદ, તક મલવે જોતો બેઠો છું."

પીરોજા પોતાની ખુરસીમાંજ બેસી રહી તે કીરતાર તરફ હાથ ઉંચા કરી કાકલુદીના અવાજે બોલી, "ઓ ખોદા વીસ વરસની સુખી જીંદગી પછી શું આ શખ્સના ધિક્કાર ભરેલા સખુનો તું મને આજે પાછા સંભલાવે છે!"

"હા પીરોજા. વીસ વરસ સુધી એમજ સમજ કે આપણ વચ્ચે સુલેહ થઇ હતી, પણ આજે હું લડાઇ પાછી શરૂ કરવા માગું છું એમ સમજ. યાદ રાખતું કે હું હારવા નહીં પણ જીતવાજ આવ્યો છું."

પીરોજા આ સાંભળી પોતાનું મોં પોતાના હાથવતી ઢાંકી ધ્રુજતી ધ્રુજતી બેસી રહી. તેણી વધારે બોલી શકી નહીં. પણ દારાબે બોલવું જારી રાખ્યું, "આહા! પીરોજા, વીસ વરસ ઉપર તું જેટલી મોહ પમાડનારી હતી તેટલી, બલકે તેથી વધુ મોહ પમાડનારી તું મને આજે દેખાય છે. તું તારા ઉમરાવ બાપના ઘરમાં હતી તે વેલાનો તારો

દમ ક્યાં અને હમણાનો દમ ક્યાં! બેશક તારો તોર ઓછો પડેલો જણાય છે. ”

“ એ સાંભલી પીરોજા બોલી ઉઠી, “ તું ભુલેછ. દારાબ તું ભુલેછે. મારો દમ દમામ ઓછો નથી થયો; બલકે તેથી સોગણો વધ્યો છે, અને તે દમ વતી હું મારી અને મારા ભરથારની લાજ અને શરમ સાચવી શકું છું.”

“ઠીક છે, ત્યારે તો મારી ફત્તેહથી હું સોગણો વધારે મગરૂર થઇશ. એટલું તો ચોક્કસ છે કે આ વખતે હું નિષ્ફળ થવા નથી આવ્યો.”

‘વારૂં, તું અહીં શામાટે આવ્યો છે.? તને આ ઘર કોણે દેખાડયું ?”

“ કોણ દેખાડે વળી ? તારા ધણીએ પોતે દેખાડયું. ”

“ મારા ધણીએ ? ત્યારે તે ચીન ગયો તે આગમજ તારે ત્યાં આવ્યો હતો. નહીં ? ”

“ હા, તે મને મળ્યો હતો. ”

“ ત્યારે તેણે તારે ત્યાં નાણાંની રકમ વ્યાજે મુકી ખરી ! ”

દારાબે બેશરમ ભરેલી નજરથી પીરોજા તરફ જોઇ જવાબ આપ્યો, ” મારી પ્યારી પીરોજા, નાણાની રકમ શું ? અને વ્યાજ શું ? ઝેર ખાવાની તેણી પાસે બદામી નહીં હતી. લાવે કોણના બાપને ત્યાંથી ? કોઇનું ઘર ફાડે ત્યારેજ તો ! ”

“ એ શું બકેછે ! ચાલી ચલાવી અએ બેહયા તું મશકેરી કરવા અને લાગણી ઉસકેરવા આવ્યો છે કે ! તારૂં અહીં કામ શું છે તે કહે. ”

“ મારે જે કહેવું છે તે એ કે તારો વર જેવારે મારે ત્યાં આવ્યો ત્યારે તેની હાલત ભીખારી કરતાં પણ બદતર હતી. તે પોતાની ચીનની મુસાફરીનો ખરચ ચલાવવાને મારી પાસે રૂપીઆ ઉછીના લેવા આવ્યો હતો, અને તેની જમીનગીરી તરીકે આ વાડીનું ખત મારે ત્યાં ગીરવી મુકયું છે. ”

“ તે તારી પાસે રૂપીઆ ઉછીના લેવા આવ્યો ! એ તું કોણને સમજાવે છે ? તે તો તારે ત્યાં બે લાખ રૂપીઆ વ્યાજે મુકનાર હતો. ”

“ તદન જુઠું ! હરહરતું જુઠું ! તેની પાસે થોડું ઘણું હતું એમ મને તેના કહેવા ઉપરથી માલમ પડયું પણ તે જુગાર અને બીજા

સટામાં ગુમાવી દીધા, અને તેથીજ પાછું ચીન જઇ એક વાર વધુ વેપારમાં નસીબ અજમાવાને તેનું મન થયું, અને પૈસા ન હોવાથી મારી પાસે પૈસા લઈ ગયો."

"આહા! એ નહીં ખમાય એવું દુઃખ છે. નાદરશાહ તું કોણનો ઓરીઆરો થયો? આ આવા ઘાટકી દિલના શખસનો તું ઓસીઆરો! અફસોસ!"

"હા, જો તો ખરી પીરોજા, તે ચાલી ચલાવીને મારે ઘેર આ યો એ નવાઇ જેવું નહીં? જો ખુદરતની મરજી એવી નહીં હતે તે એ કોઇ કાળેબી બનતે? તો પછી ખુદરતને આધીન થવામાં ડહાપણ કે નહીં?"

પીરોજાના દિલમાં વસવસા ઉત્તપન થયા. તે વિચાર કરતી મુગી બેઠી નાદરશાહના છેહલા બોલો તેણીને બરાબર યાદ હતા પણ તેણે તેણીને જુઠું બોલી ઉડાવી તો નહીં હોય? પોતાની હાલતનો ખરો ભરમ કહેતાં તે શરમાયો તો નહીં હોય. અથવા તો પોતાનાં વહાલાંને પોતાની તંગ હાલતથી વાકેફ કરી દુઃખી નહીં કરવાં, એવો વિચાર તો તેને આવ્યો નહીં હોય?

"નહીં નહીં," તેણીએ વિચારનો છેડો આણ્યો. "તે મારાથી કદી કાંઈ છુપાવે નહીં. ગરીબ થયાં તો શું થઇ ગયું; તેથી મારો શું તેની ઉપરથી પ્યાર ઓછો થવાને હતો કે તે મને નહીં કહે? વીસ વરસ મારીસાથે કહાડયાં તો શું મને તે ઓલખતો નહીં કે?"

તેણી દારાબને ધિકકારતી હતી અને તેથી તેના બોલ ઉપર તેણીને બીલકુલ ભરૂસો આવ્યો નહીં, પણ જ્યારે તેણે કહયું કે મારી પાસ નાદરશાહના અક્ષર છે ત્યારે તેણીને તેના બોલ ઉપર ભરૂસો આવવા લાગ્યો પણ ખાતરીથી માનવા તરતજ પુછયું, "કયાં છે, નાદશાહના હાથ દસ્કત કયાં છે? તું દેખાડે નહીં ત્યાં સુધી હું માનું નહીં."

"શાંતથા. એમ દેખડાશે નહીં. હું તને તારા ધણીની સહી દેખાડીશ ખરો પણ જેમ તું જલદી જોશે તેમ તું જલદી બેચેન થશે માટે એ વાત પડતી મુકી હાલતો પાછલા વખતની યાદ કરવાનો વખત છે. આજે છેક વીસ વરસે આપણા વચ્ચે પાછી લડાઇ જાગી છે, તેમાં

એમાંથી એક જરૂર મહાત થશે તોજ લડાઇ બંધ પડશે. વારૂં તને પાછલા વખતની યાદ છે ? ”

“ કેમ દારાબ, તે વારની તારી ધિક્કારવા જોગ વર્તણુક પાછી યાદ કરવાને બીલકુલ શરમાતો નથી ? ”

“મેં ફકત પાછલા વખતની વાત કેવી યાદ રાખીછે તે તો તું જો.”

પીરોજાને એ વાત સાંભળવા ગમતી હતી નહીં તેથી ધ્રુજતા ધ્રુજતા હાથે પોતાના કાન ઢાંકી નાખ્યા પણ દારાએ વાત શરૂ કીધીઃ—

“પીરોજા, સાંભળ. વીસ વરસની વાત ઉપર હું મુબઇમાં દાદરના બંગલામાં મારા બાપના વખતમાં અમનચમનમાં રહેતો હતો. મારા બાપનું નામ એટલું તો પ્રખ્યાત પામ્યું હતું કે તેથી મારા એતાબ વગરના નામને પણ બહુ આદરમાન મળતું હતું. હું હીંદુસ્થાનમાં કહેવાતી મોટામાં મોટી સ્કુલમાં કેલવાયો હતો પણ નીતી અને ધર્મ સંબંધી કેલવણી મને કોઇએ આપી નહી. અફસોસ! તેથી મને જેઓ બરાબર ઓળખતા હતા તેઓ મારી જુવાની જીંદગી કેટલી તોફાની હતી તે જાણતા હતા. હું ગામને ઠગનારો, આફ્લાતુનને હાંડેલીમાં ચાંદ દેખાડનારો. તેને એક સત્તર વરસની છોકરીએ બેવકુફ બનાવ્યો ! ”

આ છેલ્લા બોલો બોલી દારાબ પીરોજા તરફ ટીકીટીકી જોતો થોડી પળ થોભ્યો, અને પછી પોતાની વાત ચાલુ રાખી.

“ તારી પડોસમાં અને બીજી મારી ઓળખાણમાં ઘણી સુંદર નાજનીનો રહેતી હતી પણ તેમાં સર્વથી ખુબસુરત કહેવાતી છોકરી, ત્યાંના જાણીતા માતબર શહેરી, ખાનબાહાદુર સરજયન જમશેદજી સખીદાસ, એમ. ડી., આર. સી. પી., સી. એસ. આઇ., અને છેવટે આફ્રિકાના સીદ્ધીઓ તરફ ઘણી દીલસોજી બતાવ્યાથી હબસીના રાજાએ (W.A.B. white among the black) ડબલ્યુ. એ. બી. નો ખેતાબ આપ્યો હતો તેવણુની તે એક પુરી બેટી હતી. પીરોજા, તેણીની ખુબસુરતીનું વર્ણન સાંભળતું છે ? સાંભળ, તેણી જેટલી તે વેળા ખુબ સુરત હતી તેટલી હમણા પણ છે પણ તેણીની મગરૂબી હાલ નિચી પડી છે. તેણીના બાપના ઘરની જાહો જલાલી હવે તેણીના મનથી સ્વપ્નો છે. એટલું ખરૂં કે હજી જેમ સુરજના પ્રકાશ સામે જોઇ નહીં શકાય તેમ

તેણીની ખુબ સુરતી એટલી પ્રકાશીત છે કે ઘણીવાર જોઇએ તો આંખમાં પાણી આવી પડે છે. તે નાટકમાં જવાની હોય તો હું પણ જતો. તેણી જ્યાં ફરવા જતી ત્યાં હું પેહલો. કોઇવાર ઘોડા ઉપર તો કોઇવાર ગાડીમાં, પણ હું તેને મળ્યા વગર રહેતો નહીં. હજારો રૂપીઆ મળવાના હોય તે પણ છોડી પેહલાં હું તેણીને મળતો. એ શું થોડી માયા? મેં તેણીને જે દહાડેથી જોઇ હતી તે દહાડેથી હું આંધળો થઇ ગયો હતો. બીજી બધી સ્ત્રીઓ મારા મનથી ગોયા અંધારામાં હતી. અફસોસ કે મે. તેણીને દીવાનાની મીસાલ, એક બેઅકલીની માફક, વગર વિચાર કરવે મારૂં દિલ આપી મારા સુખનો સાથી કરવાનો ઠરાવ કરી બેઠો!"

મોઢાં ઉપરથી હાથ ખીસાડી નાખી પીરોજા દારાબ તરફ ધિક્કારની નજરે જોતી બેઠી.

"હા! પીરોજા." દારાબે વાત જારી રાખી, "તું હસેછે, તું મને ધિક્કારે છે તે હું સમજું છું–પણ સાંભળ, મને મારી વાત પુરી કરવા દે. તે છોકરીને મેં મારી સ્ત્રી કરવા ધાર્યું તેમાં શું ખોટું હતું? પણ અફસોસ મને તેણીએ સજડ બનાવ્યો. તેણી મારી સાથે હસી હસી, મીઠી મીઠી વાતો કરી, મને મારા પ્યારમાં આડકતરી રીતે ઉત્તેજન આપતી હતી. હું દરેક રીતે ઠગાયો! કોઇને દાદ મલતી હતી નહીં અને હું સર્વમાં પેહલો ગણાતો હતો અને તેણી મારી ઉપર બીજા કરતાં વધારે ધ્યાન આપતી હતી. આજુ બાજુનાં પણ એમજ સમજતાં હતાં."

"તેણી નાદાન નબલા મગજની હશે પણ તે છતાં તને ઠગવાની મુરાદ રાખેલી નહીં હોય એમ કાંય નહીં મનાય?" પીરોજાએ ટીકા કીધા.

"વારે વાહ! મને કાંઇજ હેરાન નહીં કીધો? લોકો ખુન કરીને પણ ત્યારે એમ કહે કે અમે કોઇને હેરાન નથી કીધો! અરેરે! એ છોકરીએ મારા નાનકડા પ્યારને પાલી મોટો કીધો બરાબર છે, અને જ્યારે તેણી મનેજ ચાહે છે, એવી આશામાં છતી આંખે આંધળો થઇ આશા ભર તેણીની પછવાડે હું જેમ ગોળ ઉપર માંખ ભમે તેમ ભમ્યો, તેમાં હું કેવો અને કેટલો ઠગાયો! અને જ્યારે તેણીએ મને એક દહાડે વાત કરતાં મને કહયું કે હું તો બીજાને પરણવાને વચન આપી ચુકીછું ત્યારે મારા જીગરમાં તે બોલોથી કેટલો ઊંડો જખમ થયો હશે વારૂં!

"પણ," દારાબે બોલવું જારી રાખ્યું, "પણ હું કાંઇ બીજાઓની માફક માફ કરતા કે ભુલી જતાં શીખ્યો હતો નહીં. માફ કરવું તે શું અને વાત કેવીરીતે ખાઇ જવી તે હું સમજતોજ નથી. હું તે દહાડે તેણીની આગલથી જતો રહી પ્યારથી જખમાયલો, ભારે મગજ લઇ, મારા ઘરથી કેટલેક દુર, દરીએ કીનારે જેમ ભટકાયું તેમ રખડયો, અને પછી ખોદાને હાજર નાજર જાણી બુલંદ અવાજે ત્યાંના દરીઆના મોજાની ગર્જનામાં મારો ફરીઆદનો અવાજ ભેલી, મેં સોગંદ લીધા કે મોડે યા વહેલે તે છોકરી મારા હાથમાં આવવી જોઇએ, અગર મારી ખરી હકદાર ઓરત તરીકે નહીં, તો ફકત મારા તેણી તરફના નાસીપાસીથી ઘેરાઇ ગમગીનીમાં ચકચુર થયલા પ્યારને શાંત પમાડી ઊછેરનાર તરીકે. મારૂં ખાનદાન કોણનું? હું કોણ? તેનો તેણીએ બીલકુલ વિચાર કીધોજ નહીં હશે કે મને એવી રીતે ઠગ્યો!—બીજેજ દહાડે હું તેણીને મળ્યો તેવારે મેં તેણીને મારા સોગંદથી વાકેફ કીધી હતી. પણ તેણી પણ મોટા ખાનદાનથી ઉતરેલી હતી તેથી પોતાના દરજ્જાને છાજતા શબ્દોમાંજ તેણીએ મને તુચ્છકારી કાહાડયો હતો."

"અને તેજ સ્ત્રી આજે પણ તારી તરફ તેટલાજ ધિક્કારની નજરથી જુવે છે." પીરોજાએ થંડે પેટે જવાબ દીધો.

"સાંભળ હવે પીરોજા, થોડુંક બાકી રહ્યું છે. તોપણ છ મહિના સુધી હું તેણીની પાછલ ફર્યાં કીધો અને તેણીને જોઇ મારૂં મન રીઝવતો. તેણીનો બાપ મને ચાહતો હતો અને મને પોતાનો જમાઈ કરવાને ઉભે પગે ખડો હતો, અને તેથી મને તેણીના ઘરમાં જવાને ઘણી તક મળતી હતી. આટલું છતાં પણ તેણીમને બાહારથી તાદો મીઠો રાખતી હતી કે રખેને હું તેણીના બાપ આગલ તેણી પોતાના ખાનદાન કરતાં એક હલકાને વચન આપી ચુકી છે તે કહી દઉં. અલબત, તેણી મને જોવાને રાજી નહીં હતી તે છતાં તેણીનું મોઢું બંધ થઇ ગયું હતું. મેં તેણીની આબરૂનો નાશ કરવામાં બાકી કાંઇ રાખ્યું નહીં. મારા દોસ્તો અને પૈસા ને માન આપનારા મારી પાસે કાંઇ થોડા નહીં હતા. તેઓ હું જાણતો હતો કે મારા ખરા દોસ્તો તો નહીં હતા, પણ જયાં સુધી મારી પાસ પૈસા હોય, ત્યાંસુધી તેઓ મને છોડી જાય કે મારૂં કહેલું બજા નહીં લાવે, એ

કે ખોટું સમજતો હતો. મેં પોતે તો નહીં પણ એવા હલકાઓને મોંહે તે છોકરીની આબરૂ ખુબ વેરી નાખી અને તેણીના બાપના કાન ઉપર એ વાત જાય એવી ઘણી તદબીરો કીધી–તેણી આખરે કંટાલી જઇ એક રાત્રે નાહસી ગઇ. કયાં ગઇ તેનો પેહલાં તો પતો મળ્યો નહીં, પણ થોડા દહાડા પછી એક અખબારમાં નાદરશાહ ચીનાઇ સાથેના તેણીના લગન વિષે વાંચવામાં આવ્યું. સાંભળ, પીરોજા અહીં આપણા નાટકનો પેહલો અંક પુરો થાયછે. બીજો અંક આસરે ત્રણ મહિનાની વાત ઉપર શરૂ થયો, તે એ કે જે નરને ખાતર તેં મને ધિકકાર્યો અને તુચ્છકાર્યો અને બનાવ્યો અને ઉડાવ્યો અને જેના કરતાં તેં મને હલકો ગણ્યો, તેજ શખ્સ મારી પેહડી ઉપરથી મારીજ ખુસામત કરી પૈસા વીઆજે લઇ ગયો."

પીરોજા પોતાની ખુરસીમાંથી ઉઠી, હિંમત્ત ધરી, પોતાની વફાદારી અને પોતાના ખાનદાનને છાજતો ચેહરો ધારણ કરી, બોલી, "દારાબ, તું આ ઘરમાંથી હમણાને હમણા તરતજ ચાલ્યો જા, તારી હાજરી આ ઘરને બહુ અપમાન અને નાપાક કરેછે. વીસ વરસની વાત ઉપર તું જ્યારે મારા બાવાજીના ઘરમાં આવતો હતો, તેવારે હું તને કાંઇ કહી શકતી હતી નહીં. પણ આ ઘર મારૂં છે તે તુ જાણ. હું તને અહીંથી એકદમ જવા કહુંછું ખુબ યાદ રાખજે કે મારી વાડીનો દરવાજો તારા અપવિત્ર નાપાક પગલાંથી હવેથી કદી પણ ઓલંગતો ના."

"તારા બોલ ઘણા સખ્ત છે પણ હું લાચાર છું! હું જાઉંછું પણ તે થોડોજ વખત.વખત એવો જરૂર, ખાતરીથી કહુંછું કે જરૂર આવશે જે વખતે આ ઘરમાં આવવાને મને બેહતર હક મળશે. હાલ તો હું જાઉંછું, પણ જતી વખતે આ ન્યુસપેપરની અંદર આ ફકરો વાંચવાને કહું છું."

પીરોજાનાં હાથમાં તેણે પેલું ન્યુસપેપર આપ્યું જેમાં તે ખાસ ફકરા નિચે દારાબે લાટી દોરી રાખી હતી. તે ફકરો નિચે પ્રમાણે હતો:–

"મુંબઇના બારાંમાંથી ગઇ તા૦ ૨૭ મી જુનને દિવસે સ્તીમશીપ "Cologne water" ચીન જવા ઉપડી હતી તેનો પતો હજી મળતો નથી. એથી તેના ધણીઓને બહું ફીકર ચીંતા ઉત્પન્ન થઇ છે."

ન્યુસપેપર સુધાં એક લાંબી ચીસ પાડી ભોંય ઉપર બેભાન પડી, જેને પડતાં જોઇ ઘાટકી દારાબ મુછમાં હસતો બોલ્યો, "આહા! પીરોજા, મેં તને કહ્યું નહીં કે આપણા નાટકનો બીજો અંક શરૂ થયો છે?"




## ચોરાયલું કાગજ.

દગો કરો, ધારો ધરો, કરો મરો, સુખી ફરો,
દગો અહીં, છુટે નહીં, ખોદા નહીં, માનું ખરો.

પેલા દયાહીન દારાબે પીરોજાને શુદ્ધીમાં આણવાને કાંઇએ ઉપાય લીધા નહીં. તેણી ચટીપાટ પડી હતી. તેની આગલ ગુંટણ મંડીએ પડી તેણીના મોં સામે ટગર ટગર જોયું. પણ તે દયા વગરના દેવને દયા કયાંથી આવે ? દયા લાવવાને બદલે તે મનમાં બડબડયો, "તદન બેભાન થઇ પડેલી છે—ચાલ ઠીકજ થયું." એમ બોલી ઉભો થઇ ઓરડાની આસપાસ જોવા લાગ્યો. ઓરડો ઠીક સણગારેલો હતો. સઘલા સણગાર વચ્ચે તેની નજર એક તેબલ ઉપર પડી જેમાં કુંચીનો ઝુમખો લટકતો હતો. તે જોઇ જોઇ તે મનમાં બોલ્યો, " આએ એની લખવાની તેબલ જેવી જણાય છે, અને જો એ ખરૂં હોય તો મને જોઇએ છે તે મેળવવાને હું કદાચજ નિષ્ફળ થાઊં. " એવો વિચાર આવ્યાથી એકવાર ફરીથી ગુંટણમંડીએ પડી પીરોજા બેભાન છે એવી ખાતરી કરી, આજુ બાજુના ઓરડામાં કોઇછે કે નહી તેની ખાતરી કરી, ધાસ્તીથી ગભરાયલો તે તેબલ આગલ ગયો અને આસ્તે રહી અવાજ કર્યા વગર ખાનું ઉઘાડતાંનેવાર બાહાર ઘણાં કાગજીઆંના બંડલો તેની નજરે પડયાં. તેમાં એક બંડલ ઘણી સફાઇ અને સંભાળથી બહુ રીટથી બાંધેલું હતું, તે જોઇ દારાબને વિચાર આવ્યો કે એ બંડલમાં પીરોજાએ પોતાના ભરથારના હાથના કાગજો રાખ્યાં હોવાંજ જોઇયે, અને એવું ધારી તે બંડલ ઉતાવળથી હાથમાં લીધું નહીં તેટલાં તેની ઉપર લખેલા "મારા વહાલા નાક-

રના હાથના કાગજો " એ શબ્દો તેની નજરે પડયા. બંડલ ઉખેડતાં દારાબ બડબડયો કે " જો આખું નામ હશે તો તડાકો ! "

બંડલ ઊખેડી તેમાંથી એક કાગજ કાહાડયું જે ઉઘાડતાંને વાર તેણે સહી તરફ નજર કીધી તો " નાદરશાહ પેસતનજી ચીનાઇ " એવું આખું નામ લખેલું હતું. જેથી દારાબ હરખાઇ ગયો અને બોલ્યો, " આહા ! ખુદરત પોતે મને મદદ કરતી જણાય છે ! "

કાગજ ગજવામાં દાબી, બાકીના કાગજો ધ્રુજતે હાથે જેમના તેમ પાછાં બાંધી, જ્યાંથી ઊચકયું હતુ ત્યાં તે બંડલને ગોઠવી, ખાનુ બંધ કરી ઓરડામાંથી બાહાર સટી ગયો. વાડીના દરવાજા ઉપર ઉભેલી આયાને તે કહેતો ગયો કે "તારાં બાઇને હું મળવા આવ્યો પણ તેવણ તો બેસુદ્ધ પડેલાં છે. દોડ અંદર-અને મને કહે કે તમારો દાકતર કયાં રહેછે. "

આયાએ જવાબ આપ્યો, "દાકતર શોરાબજી, અહીંથી ડાબા હાથ ઉપરની ગલીના નાકાં ઊપરજ રહેછે. " "ઠીક છે" દારાબે કહયું.

આયા અંદર દોડી, અને દારાબ કે જેના દુવાર પગલાંથી તેનો પગ મુકતાંને વાર તે ઘરનું સુખ ગુમ થઇ ગયુ હતુ, તે જે ધર્મશાળામાં ઊતર્યો હતો તે તરફ ચાલ્યો, પણ જતા જતાં તે દાકતરને મોકલાવતો ગયો ખરો. મગન થતો રસ્તામાં ચાલેછે તેટલામાં ઘરઘતુ ડૉગકાર્તમાં એક સોનેરી બાલની છોકરી બેઠેલી હતી અને તેણીની પાસે એક સાદો અને શોભાજો છોકરો હતો. તેઓને જોતાં દારાબ ચોંકયો કારણ આ બેઊ છોકરાંની સુરતો જે જાતનો દેખાવ આજ કેટલાં કેટલાં વરસ સુધી તેના મગજમાં ભમ્યા કરતો હતો તેને આબેહુબ મળતી આવતી હતી. તે છોકરાં બીજાં કોઇ નહીં પણ પીરોજાના છોકરાં હતાં, જેઓ પોતાની માયે મોકલેલા કામેથી પાછાં ફરતાં હતાં. જોતાંનેવાર દારાબે સોગંદ લીધા કે " પીરોજાનું અને પીરોજાના આખાં કુંટુમ્બનું સત્યાનાશવાળું, તેણીને જીતી સારાં ગામમાં રૂસવાઈ કરૂં. આહા ! પીરોજા. તને મારે તાબે થઇ સુખે રેહેતાં શું નડતું હતું ? હવે તો તારી મરજી ઉપરાંત જીતું નહીં તો મારી રગમાં કયાની લોહી નહી ! "

એવા વિચાર કરતો તે જે ધર્મશાળામાં ઊતર્યો હતો ત્યાં આખરે આવી પુગ્યો, જયાં તેની વાટ જોતું કોઈ બેઠું હતું અને તે શખ્સ તેનો

વીસવાસુ, ખ'ધો મેહતો પેલો ખતલો ખુ મો હતો. તે દારાબની સાથેજ મુ બઇથી આવ્યો હતો. દારાબની ગરદન તેના હાથમાં હતી અને તે દારાબ સારી રવેશે જાણતો હતો, અને તેથી તેણે ઠરાવ કીધો હતો કે "ખતલો બધુ' જાણેછે પણ જો હુ' એને ખુશી રાખી તેની ઉપર પાડ નવાજેશનો ચોરો કર્યા કરૂ' તો શાયદ તેના ખોજા તજો તે ચુપ રહેશે."

ખતલાને બે ચીજનો પુષ્કળ શોખ હતો. પેહલો તો એ કે જે શોખ દુનીઆમાં કોઇને હોયજ નહીં. તે એ કે તે દોડીયાંના દેવને દીવ દમણ સુધી જઇ નમસ્કાર કરતો. તેની બખીલી! બસ તેની વાતજ નહીં થાય. તેની ગાંઠથી એક દોડીયુ' છોડવનારને બહુ હુશીઆર અને હીકમતી કહી શકાય. આવા શોખને ખાતર તે પાતાલમાં પણ જવા હિમત કરે તેમાં નવાઇ જેવુ' ન હતુ'. ધર્મશાળામાં તેને જેમ બને તેમ બબાની બાટલીનો ઉપ્યોગ કરવાની છુટ હતી. તેમાં કાંઇ દારાબની જુદીજ મતલબ હતી. તે ખતલાને બાતેનમાં ધિક્કારતો હતો, અને તેને જેમ બને તેમ જલદી પેલી જહાન પોહોંચાડી દેવાને ખુશી હતો, પણ જો ખતલો પોતાની ખોડથીજ હેરાન થઇ પ્રાણ મુકે તો તેથી અ'તઃકરણ તો નહીં કરડે; પણ એ સધલા વિચારમાં દારાબ જખ મારતો હતો.

જેવારે દારાબ ધર્મ શાળામાં પાછો ફરે તેવારે ખતલો એકલો હોવાથી ક'ટાલા ભર્યો વખત ગ્લાસ બાતલી સાથે વાત કરી કાહાડતો હતો.

"કેમ ખતલા, તુ' કાંઇ બીધેલો દીસે છે?"

"હા સાહેબ. હું જરા ચોંકયો ખરો અને તેથી મારા ગુલાબી ગાલનો રતાસ ઉડી ગયો હોય તેમાં કાંઇ શક નહીં. જુવોની સાહેબ, હુ એકવાર એક સ્ત્રીને ચાહતો હતો, પણ તે કયાં, હું કયાં, તેથી મારૂ' કાંઇ વળ્યુ' નહીં, પણ મારા ખરા પ્યારની છાપ્પણી તરીકે હું કુંવારોજ રહયુ' છુ'. જયારે હમણા અહીં ઉભો હતો તેટલાંમાં તેનાજ જેવી કોઇ છોકરી ગઇ. ખોદા જાણે કે તેજ કે બીજી! તેને જોઇને મારૂ' આંગ ધુજવા લાગ્યુ', અને મારા સુમારા ગાલ ફીકકા મારી ગયા."

"ખતલા, હુ' તો તને હિમતવાલો ગણુતો હતો, પણ તુ' તો કોઇ બાયલો દેખાય છે."

" નહીંરે સાહેબ. ભલા ભલા પ્યારની આગલ ધ્રુજે છે. પ્યાર જેવો જોરાવર બીજો કોણછે? ધ્રુજવાનું તો જરાક વાર. આએ બાતલીમાં હિમત લાવવાને બહુ ઉમદા ગુણછે. ગમે તેવી બીહક એ દુર કરી શકે છે. હું હિમતવાલોછું કે બીહકણછું તેની તમને શી દરકાર સાહેબ. હુ તમારૂં કામ કરી શકુ એટલે પછી તમને બીજી શી ચીંતા ? ચાલો સાહેબ તમે મને શું કહો છો. મને અહીં લાવવાનું કામ શું ? "

" એનો જવાબ હું પછી આપીશ. હમણા તો તું ખા પી. "

" સાહેબ, હું તમારો ઉપકાર માનું છું. જમવાનું નામ દીધું અને ગલવાનું નામ દીધું એટલે બંદા કદી ના પાડે નહીં. દાલ ધાન, પાંઉને ઇડાં, અને કોઇવાર ચાહ અને પાઉં ખાનારો તેને આજે કેટલે દહાડે વલી સ્વાદીષ્ટ પકવાનો ઉપર હાથ મારવાની તક મલી છે. પણ તે સાહેબ તમારી પગની પુનહથી અને તમારા દિલ ગુરદાની દયાથીજ આ'હ સાહેબ."

" મારૂં કામ બજા લાવનારને હું નિહાલ કરી નાખું છું. હું કાંઇ મોંઢે પીપોરી વગાડવા માંગતો નથી પણ હું તારી મેહનત જોઇ લઇ અછો બદલો વાલીશ. "

" એ ડાહયા અને વિચારવાલા માણુસનું કામછે. "

દારાબ ખતલાનું ગલાસ ભર્યા કરતો અને ખતલો ઓટયા કરતો. દારાબ પોતે પીવાના અખાડા કરતો, ખતલો તેથી મુછમાં હસ્યા કરતો, અને મનમાં સમજતો કે દારાબ તેને છાકટો બનાવવા માગેછે. પણ ખતલાના મનથી દારાબ ફાં ફાં મારતો હતો.

જમી રહી ખતલો બોલ્યો. "સાહેબ, હવે બોલો તમે શું કહોછો!"

" જો, ખતલા હું તને સાફસાફ કહી દઇ તારાથી કાંઇ છુપું રાખવા માગતો નથી. તું જાણેછે કે મારાં કેટલાં કામો એવાં છે કે હું નહીં ધારતો કે કોઇ મને પ્રમાણિક કહે. "

"ધારવાનું શું છે ? હું કહું સાહેબ. તમારા કામો સાહેબ સોમાંથી દસ પ્રમાણિકપણે થાય છે. બાકી બીજા'–સાહેબ, કહેવાને આંચકી લાગેછે. કહું કે સાહેબ ? બીજાં બધાં અ-અ-અ પ્રમાણિક.

" પણ ખતલા આ દુનિઆ કેવી છે ? "

"તે તો સાહેબ હું જાણુંછું. દુનીઆ એક રૂપાલી છીનાલની માફક છે. એક છીનાલ સ્ત્રી બાહેરથી પતીવતાપણું વધારે દેખાડવા જાય છે, તેમ આ દુનીઆનો બાહારનો દેખાવ પ્રમાણીક છે."

"રાસ્ત કહયું. ખુની પકડાયો તો ફાંસીને સજાવાર અને બચ્યો ગયો તો સાધુ થઇ ફરે. સોમાંથી પોણોસો વેસધારી સાધુઓ છે એમ કહીએ તો ચાલે કે ?"

"કાંય નહીં? કોણ ના કહેછે કે નહી ચાલે ? મને દેખાડો કે હું તર્કશાસ્ત્રથી તકરાર કરૂં."

"વારૂં, પણ તું પેલો નાદરશાહ આવ્યો હતો તેને ઓલખેછે કે ?"

"બરાબર. નામે લાંબો વખત થયો ઓળખું છું."

"ત્યારે સાંભળ હું કહું તે. તે તો બીચારો મરી ગયો."

"નહીં નહીં ! મરી ગયો ! કયારે ?"

"હા, સ્તીમર કોલનવાટર ભાગી ગઇ છે કે દુબી ગઇ છે તેનો પતો નથી લાગતો."

"કેમ જાણ્યું કે નારદશાહ તેમાં હતો ?"

"કેમ જાણ્યું ? તે મને રૂપીઆ આપવા આવ્યો ત્યારે બોલ્યો હતો કે હું સ્તીમર 'કોલનવાતર' માં કાલે ચીન જાઉં છું."

"સાહેબ, આ બાબદમાં મારૂં તર્કશાસ્ત્ર કાંઇ કામે લાગતું નથી. હું કારણ આપી શકતો નથી પણ ખોદાની ખુદરત અપાર છે. કાંઇ એવું કાંય નહીં બન્યું હોય કે તેનાથી તે સ્તીમરમાં જવાયું નહીં હોય ?"

"છટ ! છટ ! ખતલા, ખાતરીથી કહુંછું કે તે તેજ સ્તીમરમાં હતો, અને તેથી તે દુબી મુવોજ હોવો જાઇએ, અને તેથી તો હું તેના રૂપીઆ પચાવી પાડવા માંગું છુ."

"વહાણ દુબ્યું હોય તો પણ તે બચ્યો કાંય નહીં હોય ? વારૂં, એક બારગી તે દુબી ગયો, તો તેના કોઇ રડનાર કુટનાર છે કે નહીં? તેઓનો દાવો લાગુ પડશે. તમને એ રૂપીઆ પચે નહીં. નહીં પચે—નહીં પચે."

"તે લોકો પાસે કાંઇ પુરાવો હોય ત્યારે કે ?"

"કાંય નહી ? તમારા હાથની રસીદ કયાં ગઇ ?

"તેપણ નાદરશાહ સાથે દરીઆમાંજ રહી ગઈ એમ નહીં કાંય બને?"

" તે સ્તીમરમાં બેઠો તે અગાઉ પોસ્તમાં, નહીં તો કોઈ ઓળખી-તાં પાસે તે ખર મોકલાવી હોય એમ નહીં કાંય મનાય ? "

" તારાથી હું થાકો. સમજ જે હોય તે. એ તો એક સટો છે. આ રૂપીઆની બાબતમાં તારા સિવાય બીજું કોઈ જાણતું નથી, તેથી તારી ઉપર ભરૂસો રાખી શકું કે ? "

" હું તો જાણું છું અને તમે ભરૂસો તો મેળ્યો છેજ. હવે પાછું પુ-છવાનું શું કામ છે ? "

" જો હું દર છ છ મહિને ૫૦૦ રૂપીઆ તને દસ વરસ સુધી આ-પવા કબુલું, તો તું એ વાત કોઇને કહેશે તો નહીં ? "

" એમ હોય તો હું બીલકુલ નહીં કહું. "

" મારી ઉપર વીસવાસ નહીં આવતો હોય તો તારે ગમે તેમ લ-ખત કરી લે. હું સહી આપવા તૈયાર છું. "

"તમે સાહેબ લાખ બે લાખ રૂપીઆ હોય તોજ પચાવી પાડોછો, નહીં તો ખાલી બદનામી માથે લેતા નથી. હજાર દસ હજારમાં તમારૂં શું દલદર ફીટવાનું હતું ?–તેમાં તમે લુચ્ચાઇ તો નહીં કરો, પણ સાહેબ તમારી યાદદાસ્ત શકિત બહુ નબલી છે, તેની મને ફીકર લાગેછે, માટે લખત કરો તો ઠીક. "

" તૈયાર છું. પણ મને તારી બીજી મદદ પણ જોઇયે છે. "

" ઠીક છે. મણ બે મણ જેટલી જોઇશે એટલી આપીશું. "

" તુ તારા ઢોંગ છોડી દે. નાદરશાહ રૂપીઆ સાથે પોતાની વાડીનું ખત પણ મુકી ગયોછે. એ પણ હું પચાવી પાડવા માગું છું. "

" વાડીની કીમત શું મોટી હશે. જવા દઓને, એ બને પણ કેમ? "

" નાદરશાહ ચીન ગયો તેની અગાઉની તારીખનું એક ખોટું લખત બનાવવું, અને તેમાં મારી પાસેં તેને રૂપીઆ લીધા હોય તેમ જણાવવું, અને જો રૂપીઆ ચોકકસ મુદ્દતે નહીં મળે તો વાડી અને સર-સામાન મારો થાય એવી સરત નાખવી. "

" જવા દો, ખોદાની દરગાહમાં પછી જવાબ આપવો પડશે, ચનવદ પુલ તપરથી તમારાથી પસાર નહીં થવાશે અહ ! "

"બસ કર હવે તારી નસીયત. આજે 'કાજીજી'તો કહેનેકા કુચ કર-નેકા નહીં' એવી વાત પુષ્કળ ઠેકાણે છે–પછી સમજ, તે લખત વકીલને ત્યાં બનેલુ હોવું જોઇયે અને તે ઉપર તારી સાક્ષી મુકાવીશું."

"નહીં બા. મારી હાજરીમાં એવુ કાંઇ થયું નથી, માટે હું ખોટી સહી તો નહીં કરૂં બા."

"ગાંડોછે, ખતલા તું ગાંડોછે. ચનવદ પુલ ઉપરથી તને પસાર થવું હશે, નહીં? ગાંડા છે, ચનવદ પુલ છે એવું કોણ જોઇ આવ્યું છે? ચાલ દારૂની કેફમાં બધા તારાં ચેરાં મુકી દે. આ પાંચસો લે કે તારી બધી કેફ ઉતરી જશે."

"પાંચસોથી તો મારી પા કેફ ઉતરશે. બે હજાર આપો તોજ બધી કેફ જાય."

"તો લે, તું રાજીથા, હવે તું યાદ કર કે કોઇ તારો એવો ઓળ-ખીતો છે કે તે વકીલનું કામ જાણતો હોય, અને લખત ઘડી શકે, અને સાથે બીજાઓની સહી આબેહુબ કરી શકે?"

"ઉભા રહો. મને યાદ કરવા દઓ કે એવો મહાપરાક્રમી મારો દોસ્ત કોઇ છે?"

આંખ ચુંચી કરી, માથું દાબતો, જાણે કેવું એક ભેજું કસતો હોય તેમ ખાલી દેખાવ કરતો ચાર પાંચ મીનીટ ખતલો ખુંધો મુગો બેઠો. જે વારના તેના દેખાવ સાથ સરખાવતાં ઓરંગ–આઉતંગનો ચેહરો તો જરા પણ ઠીક! પછી તે બોલ્યો, "મારા મુરબ્બી, હવે મને યાદ આવ્યું. હું એવો એક દોસ્ત ધરાવાને કેટલો ભાગ્યશાળી કહેવાઊં!"

"ઠીકછે ત્યારે, વખત જવા નહીં દેવો. તરતજ લખત તૈયાર થવું જોઇયે."

"ઠીક છે, પણ તેને દોડીઆં જટકવાં પડશે અંહ!"

"કાંઇ નહીં. તેને પણ આપણે નિહાલ કરી નાખશું.

"વારૂં પછી ખોટી સહી કરવી છે તે કેમ, કોણની, કેવી?"

દારાબે પેલું ચોરેલું કાગજ ગજવામાંથી કાહાડી ખતલાને આપી કહ્યું, "લે આ. આ નિચે સહી છે તેના જેવી, સમજયો?"

"અચ્છુ સાહેબ, મારૂં કામતો જુવો, પછી કાંઇ બીજાં કામમાં દોડતા દોડતા મદદ લેવા આવશો."

વાત પુરી થઇ પછી તેઓ બનેજણ જુદા જુદા ઓરડામાં સુઇ ગયા. ત્યાં દારાબે સુતાં સુતાં વિચાર કીધો " ખતલો ત્રણ બાટલી તદન પી ગયો પણ જાણે કાંઇ છેજ નહી! પણ આહા! એ કયારે મરશે! એ મારાથી કયારે દુર થશે કે હું ચેનથી ઉંઘુ. અફસોસ! બુરો તે દહાડો, જે દહાડે મેં પેલા ભોલા નાદરશાહનો જીવ લીધો! તે દહાડેથી હું કયારે ચેનથી ઉંઘ્યો છું?" આવી રીતે હાય અફસોસ મારતા તેણે બીછાના ઉપર પછાડા માર્યા કીધા.



## બીમારી અને તપાસ.

આદમના નામ સાથ દુઃખ જોડાયલું છે;<br>
સબુરી ને હિમતથી દુઃખ સોહવાયલું છે.

ગુલ અને ખુશરૂ પાછાં ઘર ગયાં ત્યારે તેઓ ઉપર કેવી આફત પડવાની હતી! તેઓ શું જોવાના હતા! તેઓ કેવાં હલકા દિલે બાહાર ગયાં હતાં અને પાછાં આવે ત્યારે તેઓ માટે કેટલું દુઃખ તૈયાર હતું! તેઓએ પોતાની માયને પાછી પછડાઈ બીછાને પડેલી દીઠી. દાકતર આવ્યો હતો. આ દાકતર બેઊ ભાઇ બેહનને નાનપણથી ઓલખતો હોવાથી તે તેઓની વાટ જોતો બેઠો હતો. તેને જોતાને વાર ગુલ આકલી પડી બોલી ઉઠી, "શેરાબજી, કોણ જાણે માયને કાંઇ બાવાના માઠા સમાચાર તો નહીં મળ્યા હોય! બોલો બોલો દાકતર, માયને શું છે? બોલો, એમ મોહો સામે જોયા શું કરો છો?"

"હા, દાકતર, બોલો, અમને એમ વખતના લગાડો," ખુશરૂ આતુરતાથી બોલ્યો.

દાકતરે ધીરા સાદે જવાબ આપ્યો, "ગભરાવાનું કાંઇ કામ નથી-ખબર મળી છે તે કાંઇ ચોક્કસ હોય એમ કેમ કહેવાય? આશા મુકી દેવી નહીં જોઇયે. ગમગીન બેઠા હોઇએ ત્યારે ખુશાલી એકદમ આવી પડેછે."

"દાકતર, એમ વામાટામાં શું કરોછો? અમારો જીવ ઠેકાણે નથી."

"વાંચો ત્યારે આ ન્યુસપેપરમાં શું લખેછે."

તેઓએ વાંચી જોયું, વાંચતાં તેઓના હાથ ધુજવા લાગ્યા.

દાકતરે કહયું, "કેમ કહેવાય કે બોલેબોલ ખરૂં છે?"

"નહીં નહીં દાકતર, હવે આશા નથી રહી," ખુશરૂએ કહયું, "મારા બાવાના જતીજ વખતે માયને દુ:ખની આગાહી થઇ હતી, અને તેના દુ:ખથીજ તેવણે લાંબી માંદગી ભોગવી. ઓ ખોદા, હજીતો સાજાં થયાંને થોડા દહાડા થયા નથી તેટલાં વળી બીજો કેવો કારી ફટકો!"

બીજી બાજુ ઉપર ગુલતો એકદમ બેશુધ્ધ થઇ પડી, તે જોઇ દાકતર શોરાબજીએ ખુશરૂને ઠપકો આપી કહયું, "શેઠ, તમે ધિરજ ધરો અને બાઇ માણસ આગલ એવું દુ:ખદાયક બોલો નહીં. મરદોએ ઓરતોને દુ:ખ વચ્ચે ધિરજ આપવી, કે ગમગીનીમાં ચકચાર થઇ તેઓના દુ:ખમાં વધારો કરવો?"

પોતાની માય બેહનની માંદગીમાં તેઓ આગલ રહી ખડે પગે તેઓની ચાકરી બજાવી, તે ઉપરાંત ખુશરૂ પોતાના બાપને વીસરી ગયો એમ આપણે કેમ માની શકીએ? માય આગલ આયા અને વીસવાસુ નોકરોને રાખી તે કોઇ કોઇવાર મુંબઈ જઇ પોતાની બાપની સ્તીમરના સમાચાર મેલવવા પાછલ બહુ રખડ કરતો, પણ એ સઘલી મેહનતનું ફળ મળ્યું નહીં. મહેનત ફોકટ ગઇ. ફકત એટલી ખબર મલી કે દરીઆમાંથી એક સ્તીમરનો લાકડાનો કટકો મળી આવ્યો હતો, તે ઉપર 'કાલેંગવૉતર' કરી લખેલું હતું. એજ પુરાવો બસ હતો કે સ્તીમર ભાગી ગઇ ડુબી ગઇ હતી. તુટેલાં હૈયે તે પોતાની માયની દલગીરીનો વિચાર કરતો સુરત ખાતે પાછો ફર્યો અને તે દહાડા પછી પોતાની માય તરફ વધારે ધ્યાન આપવા લાગ્યો. કેટલે દહાડે પીરોજા ઢોલીઆ ઉપરથી ઉઠી, ખુરસીએ બેસવાને શકતીવાન થઇ. સઘલું બંધબસ હતું અને દીસેમબર મહિનાનો પવન આંગમાં કમકમાત ઉપજાવે

એવી થંડીથી ફુંકતો હતો. તેણી ખુરસી ઉપર નાદરશાહની સબી તરફ નિહાલતી બેઠી હતી. ગુલ પણ જરા ઉઠી બેસી શકતી હતી તેથી તેણી પણ પોતાના ઓરડામાંથી આવી ત્યાં બેઠી હતી.

"ગુલ, તું કેટલી ફીકી પડી ગઈ છે? તું કેટલા દહાડાની આજારી છે?"

"માયજી તમે જે દહાડે પાછાં પડયાં તેજ દહાડેથી."

"તે મને તો કોઇએ નહીં કહયું?"

"તમને કહી તમારૂં દુઃખ વધારવા કોને ગમે? માયજી આપણી માંદગીમાં ખુશરૂએ જોઇએ તે કરતાં અને બને તે કરતાં વધુ મહેનત કીધી છે. બાઇ હું તારો કેમ પાડ વાલીશ?"

ખુશરૂ પીરોજાના એક હાથ ઉપર બેઠો હતો. ગુલ બીજા હાથ ઉપર હતી. તેઓ બેઉને પીરોજાએ છાતી સાથે દાબ્યાં અને બોલી, "મારાં પ્યારાં, વીસ વરસ કેવાં સુખનાં ગયાં, અને કોણ જાણતું હતું કે તમારાં નસીબમાં દુઃખ ખમવાનુ છે!" એ વખતે તેઓ એક એકને વલગી કેટલી મીનીટ પડી રહયાં, જે વેળાનો દેખાવ એક અઘોર પાપીના ક્રુર દિલને પીગલાવી દયા ઉપજાવવાને બસ હતો. ખુશરૂ મનમાં વિચાર કરતો હતો કે માયજી બાવાની ખબર પુછશે તો શું જવાબ આપીશ, પણ તેણીને ખુદરતી આગાહી અગાઉથી મળી હતી કે નાદરશાહને કાંઇ પણ હેરાન ગતી પુગી હતી, તેથી ખુશરૂને પુછવાની કાંઇ ઉતાવલ હતી નહીં, પણ તેણીએ આસ્તે રહી સવાલ કીધોઃ—"ખુશરૂ, ખરી વાત મારાથી શામાટે છુપાવે છે? તારા દલગીરી ભરેલા ચેહરા ઉપરથી શું હું સમજતી નથી? આહા! ત્યારે તમારા બાપનો કાંઇજ પતો નહીં લાગતો! ખોદા, નાદર વગર જીવવું કેટલું નકામું છે!"

"માયજી, મેં ઘણી પુછપરછ કીધી પણ ચોકકસ પતો નથી લાગતો."

"પણ રતીમરનો પતો મલ્યો કે નહીં?"

"માયજી શું કહું? અમારે ખાતર હિમત પકડો! અમને તમારોજ દિલાસો છો. હવે તમારા સિવાય અમારૂં બીજું કોણ રહયું છે!"





## લખત.

વરસોવેર સુખ પાછલ દુઃખનો દેદાર,
જીવ ભુખ ભક્ષી કરેછ જીંદગી બેજાર.

પીરોજા અને તેણીનાં છોકરાંનાં હૈયાં લગભગ તુટી ગયાં હતાં. હવે બીજું સખ્ત દુઃખ તે શું જાઇયે ? તેઓ કેવાં મુગે મોઢે દુઃખ ખમતાં હતાં ! નાદરશાહ તેમના મનની આંખ આગલ સદા હાજર હતો. ખાવા પીવા તેમને કયાંથી ગમે ? વળી જેઓ હજારો વખત તેઓના ઘરમાં આવી ખાતાં પીતાં હતાં, તેઓમાંનું નામનજાદ પણ આ દુઃખની વેળા દેખાતું હતું નહીં, સિવાય કે તેઓના ઘરમાં લાંબાં વખતથી આવતો જતો એક મેરવાનજી નામનો બુઢો વકીલ આવ્યા કરતે હતો, જે જઇફીપણાના બોજા તળે આવી ધંધો છોડી દઇ સુખે મરવા મુંબઇથી સુરત આવ્યો હતો. બીજા સવાલો વચ્ચે તેણે એક દાહડે પીરોજાને પુછ્યું, " કેમ હવે શું કરવાં માંગોછો ? તમારાં છોકરાંઓની પુંજી કેટલી ગણાઇ છે ? "

પીરોજાએ દારાબ નાણાવટીએ આવી તેણીને કહેલી સઘલી વાત વીગતવારે કહી સંભળાવી, જે સાંભળી મેરવાનજી બોલ્યો, " અજાયબ ! હું તો હમેશ એમ ધારતો હતો કે બેહસ્તીએ બે ત્રણ લાખ રૂપીઆ સેરવી મુક્યા હશે ! "

" વાત ખરી છે. હું પણ એમજ ધારતી હતી અને હજી એમ ખાતરીથી માનું છું. છેલ્લે દાહાડેજ મને જતી વખતે તેવણ કહી ગયા કે મુંબઇ જતાંનેવાર દારાબ નાણાવટીની પેહડી ઉપર જઇ બે લાખ રૂપીઆ વીઆજે મુકી રસીદ મોકલાવતો જઇશ. "

" એમ ! અને દારાબ નાણાવટી કહેછે કે મને નાણાં નથી મળ્યાં?"

"તે તો નહીં, પણ સામું મારા વરનું કરજ જણાવેછે ! હું તો જ્યાં-સુધી નાદરશાહના હાથ દસ્કત જોઉં નહીં, ત્યાંસુધી હરગીજ માનું નહીં."

"બાઇ પીરોજબાઇ, આ સઘળું ભરમ ભરેલું છે. પણ દારાબ નાણાવટી જેવા શેઠીઆ ઊપર કેમ શક લઇ જવાય ? મુંબઇમાં તો શું પણ આખા મુંબઈ ઇલાકામાં તે બાદશાહી જીંદગી ગુજારે છે. તેની પાસે લાખો રૂપીઆ છે. દરરોજ તેની પેહડી ઉપર નાણાની મોટી ઉથલ પાથલ થઇ રેલછેલ ચાલેછે, તેવો નર શું તમારા વર ઉપર તરકટ જોડી કાહાડે ! હું કેમ માનું ? તે નાગો ભુખો હતે તો વલી સમજતે."

"મેરવાનજી તમે જયારે એ નાણાવટીને આસમાન સુધી ચડાવાને તૈયાર છો તો પછી હું શું બોલું ? હા, તેની પાસે લાખો રૂપીઆ છે, પણ રૂપીઆથી કાઇ માણસમાં ઊમદા ગુણ નથી આવતા. મને તો તેની ખાન-ગી ચાલ ચલણ વિષે બહુ હલકું મત છે."

"ત્યારે તમને અને તેને ઓલખાણ હશે."

"નાનપણથી હું તેને ઓળખું છું. એટલા સુધી હું કહું તો ચાલે કે આદમજાદના નામને એબ લગાડનારો જો દુનીઆમાં પેદા થયો હોય તો તે છે."

મેરવાનજી પીરોજા સામે જોઇ હસી બોલ્યા, "બાનુ, એવું તો તમારાજ મોંઢે સાંભળું છું."

"મેરવાનજી, આ બાબદથી મને ઘણું દુ:ખ ઉત્પન્ન થાયછે. હું ખરૂં માનું છું કે મારો વર બે લાખ રૂપીઆ તેને આપી ગયો છે, અને નાણા તરકટથી ખાઇ જઈ દારાબ મને અને મારાં છોકરાંને રખડાવા માંગેછે."

"નહીં નહીં, બાનું, તમો બરાબર વિચાર કરતાં નથી. એ ખાલી તમારો વેહમ છે, તે છતાં હું પોતે મુંબઈ જઇ દારાબ નાણાવટીને મળું, અને તેની વાત સાંભળી લઉં. તમારા મરનાર નાદરશાહની ભલાઇ, તેમજ તમારી અને તમારાં છોકરાંની સાલેહસાઇ અને ગરીબાઇને લીધે હું મારા-થી બનતું કરીશ."

મેરવાનજીએ આ ભલાં કામમાં ઢીલ કીધી નહીં. તેવણ બીજેજ દહાડે મુંબઇ જઈ ત્રીજે દહાડે પાછા સુરતમાંને સુરતમાં. મુંબઇમાં તેવણે દારાબ સાથે લાંબો વખત વાત કીધી હતી. તેનું પરીણામ એ આવ્યું હતું

કે દારાબે મેરવાનજી વકીલને તા૦ ૨૬ મી જુનને દીને લખેલું નાદરશાહ પેસતનજી ચીનાઈની સહી સાથનું લખત દેખાડયું, જેની રૂહે નાદરશાહે સાઠ હજાર રૂપીઆ વીઆજે લીધા હતા અને જો છ મહિના પછી નાણાં પાછાં નહીં ફેરવે તો વાડીનું ખત, જે દારાબના સ્વાધીનમાં હતું, તે દારાબનું થાય, અને ઘરના સર સામાન ઉપર પણ તેનો હક લાગુ પડે; એવું પણ ખુલ્લું જણાવેલું હતું. લખત ઉપર ખતલા ખુંધાની અને બીજા વકીલના વડા કારભારીની શાક્ષી તરીકે સહી હતી.

લખતને ચાર મહિના થઇ ગયા હતા, અને બીચારી પીરોજા અને તેના છોકરાંના ભાગ્યમાં પોતાની વાડી અને બાકીકી મીલકત વાપરવા બેજ મહિના બાકી રહયા હતા! અફસોસ! ભલાંઓ આ દુનીઆમાં ઘણું સંકટ દેખે છે! મેરવાનજી વકીલ ઘણા હુશીઆર તો હતા પણ લખત બરાબર કાયદાસર કીધેલું જોઇ તેમાં કાંઇ પણ ખોડખાંપડ વીણી કાહાડી દારાબનું ખોટારૂં શોધી કાહાડી શકયા નહીં.

મેરવાનજી સુરત પાછા ફરવા આગમજ નાદરશાહના વકીલને ત્યાં પણ જતા આવ્યા હતા, જયાં નાદરશાહે જીંદગી ઉપર ભરૂસો ન રાખી ડહાપણને અર્થે પોતાનું વસીયતનામું કરી રાખ્યું હતું, અને તેમાં સઘલો પૈસો માલ મીલકત પોતાની બૈરી છોકરાંના નામ ઉપર કરી રાખ્યો હતો, પણ મેરવાનજીએ તે જોતાંનેવાર માથું ધુણાવ્યું, તેનું કારણ એ કે તે વસીયત તો દારાબ સાથના લખતની એક વરસ અગાઉનું કીધેલું હતું.

મેરવાનજી પીરોજાને આ ખેદકારક અને દુઃખ દાયક વાતથી વાકેફ કરવા પાછા સુરત જવા નિકળ્યા. રસ્તે વિચાર કરવા લાગ્યા કે "મરદો પોતાની ઓરતોથી ઘણીવાર ખરી બીના છુપી રાખેછે, અને તેના એક દાખલા તરીકે નાદરશાહે પણ પોતાની પીરોજાનો ઉડાવી છે એમાં કાંઇ શક નથી."

પાણીના રેલા માફક વખત પસાર થઇ વહેતો ગયો અને ૨૫ મી માર્ચનો દીન કે જે દિવસે લખતના છ મહિનાની મુદત પુરી થવાની હતી, તે વખત હવાના સપાટા સમાન પાસે આવતો જતો હતો. જે દિવસ અગાઉ તે વાડી છોડી જવાને પીરોજા ધિરજથી તૈયારી કરતી હતી. તેણી પાસેજે કાંઇ રોકડ નાણું હતું, તે લગભગ થઇ રહ્યું હતું. નાદરશાહે રોકડ

નાણાં મોકલાવી આપવાને જે આશા આપી હતી તે આશા સદનતર સ્વર્ગવાસી થઈ હતી. ઘોડાવાલા, હમાલ, આયાના પગાર ચડી ગયા, માલવાલાઓના બીલ પણ હજી અપાયાં ન હતાં.

તેણી નાનપણથી પૈસાની રેલછેલ વચ્ચે ઉછરી હતી અને જો કે બાપીકા ઘરમાંથી તેણી અડધી વગર નિકળી આવી હતી, તે છતાં આટલાં વરસ, વરના સુખ તળે તેણીએ બાપીકા ઘરની મોજ મજાહ યાદ કર્યા વીના કાહાડયાં હતાં, અને જ્યારે તેને ખુરા, આબરૂ લેવાડનાર, તેમજ આબરૂ જાલવનાર પૈસાની જરૂર પડી, ત્યારે ખચીત તેણી વિચાર કરતી તદન નાચાર થઇ બેઠી. મોહોત સિવાય બીજું કાંઇ તેણીને દુઃખમાંથી છોડવે એવી આશા દિલમાં તદન મરી ગઇ હતી. આખરે પોતાની સાંકડી, બાંગડી વગેરે જર જવાહેર વેચવાનો ઠરાવ કરી, મેરવાનજી વકીલ પાસે તે વેચાવી મંગાવ્યાં. ચાર હજાર રૂપીઆ ઉપજ્યા તેમાંથી તેણીએ ચાકર નફરોના પગાર અને માલવાલાના બીલો ચુકવી આપ્યાં અને બાકી ૧૨૦૦ રૂપડી હાથમાં રહી, જે લઇ પોતાની વાડી છોડી બીજે ઠેકાણે જઇ રહી પોતાનુ ગુજરાન કરવાનુ હવે રહ્યું હતું.



## પ્રકરણ—૧૦.

## ઝાડમાં છુપાવેલું.

ગમગીનીના વાદલથી જે પ્યાર ઢંકાય,
તે પ્યાર ખરો એમ કદી નહી અંકાય.

વરસોના વરસ વહી જાયછે, તો બે મહિના જતાં કેટલો વાર! આખરે તે પણ ગયાં અને ૨૪મી માર્ચ નો દીન આવ્યો કે જે દિવસે આ દુઃખી કુંટુંબને પોતાનું રહેઠાણ છોડી જવાનું હતું.

દારાએ હજી તેઓને કાંઇ પણ ખબર આપી ન હતી, પણ પીરોજાએ ઠરાવ કીધો હતો કે દારા જેવા શખ્સના આભાર કે આસરા હેઠલ

બીલકુલ રહેવું નહીં. પછી કાંઇ નહીં, ખોદા જેવું ઘર આપે ત્યાં રહેવું. દારાબ આવીને તેણીને બાહાર કાઢે તે અગાઉ તેણીએ પોતેજ ૨૫મી માર્ચની સહવારના ત્યાંથી મુંબઇ જવાનો ઠરાવ કીધો હતો. ગુલે પોતાની માયને ઘણી સમજાવી કે હવે થોડા દહાડા પછી જઇશું, પણ તેણીએ કહ્યું "આ ઘર કાયદાસર દારાબ નાણાવટીનું થયું, કે તે પળથી હું અહીં એક કલાક નહીં ઉભી રહું." બીચારી ગુલ શું જાણે કે દારાબને તેણીની માય સારી પેઠે ઓળખતી હતી. પીરોજાએ થોડા દહાડા અગાઉથી ખુશરૂને મુંબઇ મોકલ્યો હતો કે ત્યાં કોઇ રહેવાનું ઘર ભાડે લઇ, ત્યાં થોડો જોઇતો સર સામાન મુકી તૈયાર રાખે, અને પોતે કાંઇ પોતાને માટે નોકરી શોધી કાહાડે, પણ તેણે જોકે મુંબઇની યુનિવરસીતીની બી. એ. ની પરિક્ષા પસાર કીધી હતી, તે છતાં તે બીચારાને કોઇએ દાદ આપી નહીં. સરકારને અરજ કીધી તો 'કેનદીદેત' તરીકે રાખવા માંગ્યો. છાપાખાનાવાલાઓને અરજ કીધી તો ત્યાં પણ દાદ લાગી નહીં. સ્કુલોના વડાઓને લખ્યું તો અનુભવી માણસો જોઇયેછે એવો જવાબ મળ્યો. વળી કાંઇ ખાલી જગ્યા વિષે ન્યુસપેપરમાં જાહેર ખબર આવે તો એક જગ્યા માટે સાતસો ઉમેદવારો બાહાર પડે, અને તેમાંથી મોઢાં જોઇ એક ચુંટી કહડાય, અથવા કોઇ ગજવાં ભરે તેનું કામ પાર થાય. કોઇ આફીસમાં તાતીઆ દાદાનોજ પગ પેસારો તો ત્યાં પારસીની દાદ લાગે નહીં, એવી રીતે રખડી રખડી આખરે બીચારો થાકો, પણ કાંઇ દાદ લાગી નહીં.

ખુશરૂએ પોતાની મા અને બેહનને રાખવાને એક આઠ રૂપીએ કોટમાં મરઘાં સેરીમાં એક માર ભાડે લીધો હતો.

૨૪ મી તારીખે જ્યારે ખુશરૂ મુંબઇમાં બીજે દહાડે પોતાની માય બેહનના આવવાની રાહા જોતો હતો, જે દાહાડે પીરોજા પોતાની ચીજો બાંધવા મુકવામાં ગુંટાયલી હતી, તે દહાડે ગુલ કાંઇ જુદાજ વિચારમાં હતી, તે જાણવા જોગછે. તેણી જે દહાડેથી માંદી પડી હતી તે દહાડેથી તેના શોહલને તેણી મળી નહીં હતી, અને દીઠો પણ નહીં હતો, તેથી સાંજ પડતાં તેણી વાડીનાં પાછલા દરવાજે જંગલમાં નિકલી. પોતાની માંદગીમાં તેણીએ પોતાના ભાઇને શોહલ સારૂ, આગલ વારંવાર પુછયું હતું, કે તે મળેછે કે નહીં, પણ તેનો તેણીને નનામાં જવાબ મળ્યો

હતો, અને તેથી તેણીએ વિચાર કીધો હતો કે, " હું આટલી માંદી પડી, પણ તેણે કાંઇ પણ મારી ખબર પુછવાની તજવીજ કીધી નહીં, ત્યારે તે મને પ્યાર બાહારથી દેખાડી, અંદરખાનેથી મારી તરફ બેદરકાર રહેતો હોવો જોઇયે. મારી માય પાસે આવી પોતાનો પ્યાર જાહેર કરવા તે ના પાડતો હતો તેનું કારણ હવે હું સમજી." એવો વિચાર કરી તેણીએ સાજી થવા પછી ફરવા જતી વખતે બીલકુલ તેની તરફનો રસ્તો લીધો નહીં, પણ જ્યારે પોતાનું મથક છોડીજ જવાનું નકકી થયું. ત્યારે તેને એકવાર દુરથી પણ જોયા વગર ચાલ્યું નહીં. તે જે તરફ રહેતો હતો ત્યાં તેણીએ ચાલુ મુકયું, અને રસ્તામાં વિચાર કરવા લાગી, " વખતે તે પણ માંદો કાંય નહીં હોય? અથવા તો તેને જંગલ કાંય નહીં છોડી જવું પડયું હોય?" તે જંગલની એક બાજુએ ગામડીઆઓનાં કેટલાંક ઝુંપડાં હતાં ત્યાં શોહલ રહેતો હતો, તે તરફ તેણી ચાલી, અને વિચારવા લાગી કે " જો અમને રહેવાનું આવું એક ઝુપડું બી મલે તો કેવું સારૂં!"

શોહલનાં ઘરના ઓટલા ઉપર એક ગામડિઓ બેઠો હતો તેણે ગુલને ઓળખી આવકાર દીધો, " હો હો, ઇ તો પેલાં નાદરશા ચીનવાલાના ગુલબાઇ દીખું. ગુલબાઇ તમુને દુરથી દીઠેલાં તે વારે હું હમજેલો કે કોઇ પીર બાવા જંગલમાં તડકાનાં ચાંદણામાં ફરવા નિકળ્યા હોહે! અંદર હીંડો, આ માચરા ઉપર બેહો. પેલા પોયરા હોરાબ જેવું મનીખ નહીં હો! ઘણું. હારૂં મનીખ! ઉં ઓલી તમારી વાડી ભણી ઘણી વાર ખબર પુછવા આયવો, પણ તમે તો દીહેલાં નહીં. તમારા ઘરમાં પેલો હુરતી ઢેરો હુ-બેલો ઉતો, તીને પુએછેલું કે ગુલબાઇ કેમ છે, તો જવાબ મળેલો કે હારી પખેન છે."

" મોટી મેહેરબાની થઇ ડોશા કાકા."

" ઇમાં મેરબાની હાની! ઓલા તારા બાપે મારે હારૂં પોરને હાલ બીનનો મુરબો મોકલેલો તે મેરબાની નહીં થીએલી?"

ગુલને શોહલનોવિચાર હતો અને ડોશા કાકા તો તાહેલાં કરવા મડયા, તે ગુલને ગમ્યું નહીં. કાંઇ વાત કરી શોહલ વિષે પુછપરછ કરવા ધારી, તેણી બોલી, " ડોશા કાકા તમારા પડોસી કરતાં તમારૂં ઝુંપડું ઘણું સારૂ સુફ છે. બીજાઓને ત્યાં તો આરસી કે પીકચરનું નામ પણ નથી."

"ડોહા કાકા આરહી કયાંથી લાવેલાં, અને પીચર તે હું હમજે! એ તો પેલો પોયરો હોરાબ પીછી પીછોરા કરી ઇં ટાંગતો, તે રીહેલાં. બીચારો પાછો ઇં કયારે આવહે તે કોને ખબર છે."

"કાંય ? તે કયાં ગયો ? ગુલે આતુરતાથી પુછયું."

"ખોદાને ખબર કાં ગીએલો તે. હમજ, બએન્યું એમ કે તમે માંદા પડેલાંને, તેજ બારીમાં કોઇ એહકી જેવો પારહો આયવો અને મને પુએછયું કે મારો હગો કાંછે. મેં જવાબ આએપ્યો કે મેં તમારા હગાને દીઠેલો ની" એમ હું કહું, ત્યારે તીને મને આ હબીઓ તરફ દીખાડી કહેલું કે આ હબી પાડી તે પોઇરો મારો હગો થાય. એમ અહતો કીહે ની ઇતલામાં તો હોરાબ આયવો. હગા હગા ઓલા ઓરડામાં વાતો કયરવા મંયડયા, ને પાહેના ઓરડાંમાંથી મેં ઘણાઇ કાન તાએન્યાં, પણ કાંઇ પુરતું હમભરાયું નહીં. મારાં તો ગાંજા ગગરી પયરા, કે એ પોયરો જતો રેહે તો પછી બીજો એવો ભાદુત કયાંથી આવહે, અને મને આવું હરહ ભાડું કોણ આપહે. તીને પણ જવા નહીં ગએમ્યું પણ હું કરે.? અહ અહ', હું વીહરી જતો તો. જતી વખતે તારા હારૂ પણ કાંઇ કેઇ ગીએલો ખરો. જતાં જતાં ઉભો રીહીલો અને મને કાનમાં કીએલું કે પેલી મારી ગુલ આવે તેને કીજે કે પેલાં ઝાડની હબી મેં પાયરીછે તે લેજે, અને મેરબાની કરી તે ઝાડને એકવાર ફરીથી જો જે."

"ડોશા કાકા, પેલા પાણીના તલાવ આગલ ઝાડ નથી, તે મને અને મારા ભાઇને ઘણું પંસદ પડેછે, પણ અમે તો કાલથી મુંબઇ જવાના છીયે, હવે એ ઝાડ કયારે જોઇશું !".

થોડી સાધારણ વાત કરી ગુલ ત્યાંથી તુટેલાં દિલે પાછી ફરી, પણ શોહલે તેણીને કહેવડાવ્યું હતું કે "મેહેરબાની કરી તે ઝાડ એકવાર પાછું જો જે," તેની મતલબ શું ? એની અંદર પ્યારનો શું પેગામ સમાયલો છે ? તેનો વિચાર કરતી તેણી ઝાડ તરફ ચાલી. તે ઝાડ નિચે શોહલે એક બાંક મુકયો હતો, તેની ઉપર પોતાની થાક ઉતારવા તેણી બેઠી. બેઠાં બેઠાં તેણીને ગયા વખતનાં એટલા વિચારો આવ્યા, કે તે વિચારમાં તેણી ગરક થઇ ગઇ, અને કેટલો વખત વહી ગયો તે જણાયું નહીં. તેણી તે ઝાડ તરફ નિહાલતી બેઠી, તેટલાંમાં તેણીની નજર થડ ઉપર પડી અને

તેની અંદર શોહલે એક ખાડો પાડેલો હતો, તે ઊપર તેની આંખો પડી. આ ખાડામાં શોહલ પોતાની કાંઇ કાંઇ ચીજ રાખતો હતો, તેથી તેણીને વિચાર આવ્યો કે શોહલે કાંઈ કાગજ મા રે માટે છુપુ અહીં મુકયું તો નહીં હોય? અને તે તરફ મારૂં ધ્યાન ખેંચવા આવા ભેદ ભર્યા બોલો પાછલ મુકી તો નહીં ગયો હોય? તરતજ તેણીએ ખાડામાં હાથ મુકયો. ત્યાં ઝાડનાં પાતરાં અને લીલ પુષ્કળ થઇ હતી. પણ હાથને કાંઇ લાગ્યું ખરૂં. તે ઊંચકીને જોય છે તો તે એક પરબીડું! તે ઊપર લખેલું હતું કે "મારી પ્યારી ગુલને માટે" તે જોઇ તેણી હરખાઇ ગઇ. અંદર શું લખેલું હતું તે જાણવાને માટે હવા મીસાલ તેણીએ ઘર તરફનો રસ્તો લીધો. જતાંનેવાર દીવા આગલ બેસી કાગજ વાંચ્યું. તે ટુંક અને નિચે પ્રમાણે હતું:—

"મારી પ્યારી ગુલ, બનાવો, કે જે હું અહીં જણાવી શકતો નથી, તે મને સુરત છોડી જવા ની ફરજ પાડેછે. જયારે પાછો આવીશ ત્યારે ખચીત તારી સાથે લગ્નના ગાંઠથી જોડાવાજ આવીશ. હું તારી પાસ કરગરી માંગી લઊંછું કે હાલતો ઈરાન દેશના શીરાઝ શેહેર મને કાગજ લખવાં. પ્યારી, લખવાને ભુલતીના, અને તેમાં મને જણાવજે કે તને મારી ઉપર ભરૂસો છે કે નહીં. વળી જણાવજે કે મારી માફક તારો પ્યાર ફેરવાયા વગરનો રહેશે કે નહીં. હાલ એજ અરજ, હું છું, પ્યારી ગુલ, સદા તારી યાદનો કરનાર,

**શોરાબ."**

ગુલ આ વાંચી હરખનાં આંસુ વરસાવા લાગી, અને મનમાં બોલી "કેવો ભલો શોરાબ! મે તેને માટે કેવા ખોટા ખ્યાલો કીધા! સુંઇ હું! અરેરે, પણ રખેને અમો ગરીબ થઇ ગયાં છીએ તે તેને ખબર પડે ત્યારે પોતાનું મન ફેરવી નાંખે!" એવા બેવકુફ વિચાર કરતી, ભોલી પણ ભલી ગુલ પોતાના ઓરડામાં કલાકો સુધી બેસી રહી.

તે દહાડે તે ઘરમાં કોઇ ઉંઘાયું નહીં. ચાકરો નફરો સર્વેને રજા આપવામાં આવી હતી. તેઓએ નાદરશાહના ઘરમાં અર્ધો જનમારો કાહાડયો હતો, અને તેથી તેઓને છુટા પડતી વખતે બહુ લાગ્યું, અને તેઓ દયા દેખાડવા લાગ્યા. પણ તેઓની લુખી દયાથી બીચારી પીરોજાનું કાંઇપણ દુઃખ ઓછું થાય? સહવાર પડી, અને તેઓ સ્તેશન તરફ ચાલ્યાં.



## પ્રકરણ-૧૧

## વાખાના માર્યાં.

અફસોસ કે છે જગમાં આ ખોટો દમામ,
નજર ઠગ, મગજ હર પ્રફુલિત તમામ!

ખુશરૂ સ્ટેશન ઉપર વાટ જોતો હતો અને જેવાં તેની માય બેહન સ્ટેશનપર ઉતર્યાં કે તેમને ગાડી કરી ભાડે રાખેલાં ઘરમાં લઇ ગયો.

પીરોજા કપડાં અને પોતાની જરૂરની ચીજો સિવાય પોતાના ભરથારની મીલકતને જેમની તેમ પાછલ મુકી આવી હતી, કારણ તેણી બહુ પ્રમાણિક હતી, અને કાયદાસર મીલકત ઉપર દારાબનો હક લાગુ પડયો હતો; પણ આટલા પ્રમાણિકપણાં વચ્ચે તેણીએ કાયદો જરા લગરી ભાંગ્યો હતો. કોઇ પલંગથી તે ફુલીયાં સુધીની ચીજ ઊપર દારાબનો હક હતો, તે છતાં તેણી એ આરસી પોતાની સાથે લઈ આવી હતી. આ આરસીમાં પોતાના ભરથારનો ફોટોગ્રાફ જડાવેલો હતો અને તે દારાબના હાથમાં જવા દેવા તેણી કોઇ પણ પ્રકારે રાજી હતી નહીં.

હવે બીચારી પીરોજા પાસે થોડાક રૂપીઆ બાકી હતા,અને તે પુરા થાય પછી પવન ખાઇ પેટ ભરવાનો વખત નજદીક હતો. ખુશરૂ દરરોજ બાહાર ભટકતો, જાહેર ખબરો વાંચી અરજી કરતો, પણ નહીં કેથે દાદ કે નહીં ફરિઆદ. આહા! શું જમાનો છે કે થોડું શીખી લાગવગથી લોકો મોટી જગ્યે ઘુસી ધણીને ઉદર માફક ફોલી ફોલી ખીસા તર કર્યા જાય છે, અને મહેનત કરી બી.એ. થયલો શખ્સ પાંચ પચીસની નોકરીને માટે રખડે! મુંબઇમાં એવા બીએ ચોકે ઘણા પડેલા છે, જેઓ નોકરી વગરના રખડતા ફરેછે. કેલવણી જ્યારે એક શહેરમાં વધી તો પછી તેની કિમત

ઘટે એ દેખઇતુ' છે. મુ'બઇમાં અગાઉ કાલાવાલા કરી સામા પગાર આપી તબીબી અને બીજી કેલવણી સરકાર પોતે આપતી હતી, પણ તે વખત વહી ગયા. હવે તો ધ'ધો હુન્નર શીખ્યા તો કાંઇ પણ વળે, નહીં તો બી. એ. અને એમ. એ. ના ખેતાબો અને સરટીફીકેટો સામે ટગર ટગર જોઇ આંખને ટાઢક અને પેટને ધિરજ આપવાની છે.

બીચારી પીરોજા કાંઇ પાડપાડોસીનુ' સીવી સાંધી થોડુ' ઘણુ' કમાતી હતી. કોઇની કોર તો કોઇનુ' તીલો કામ ભરી આપતી. એ પ્રમાણે ઘોડા વહીતરૂ' કરતી પણ તેટલાંમાં કાંઇ ત્રણ જણનુ' પુરૂ' થાય ?

ગુલને તેના બાપે ઇંગ્રેજ માસ્તરો રાખી પોતાને ઘર સઘલી જાતની તરબીયત આપી હતી, અને તેનો ઉપ્યોગ કરવાને હવે ગુલે પણ બાહાર પડવાનો વિચાર કીધો. તેણી પીઆનો વગાડી, એવું સરસ ગુ'થી ભરી જાણતી હતી કે કાંઇ કહેવાની વાત નહીં. તેણી અને તેણીનો ભાઇ દરરોજ ચાર આના ખરચી ટાઇમ્સ ઑફ ઇ'ડિઆની એક નકલ ખરીદતાં અને જે જે જાહેરખબર પોતાના લાયકની હોય તે માટે અરજી કરતાં, પણ દરેક વખતે નિરાશી અને હાર સિવાય આ એકવ'ર સુખી કુ'ટુ'બને બીજુ' કાંઈ મળ્યુ' નહીં. ચાર ચાર મહિના થઇ ગયા પણ આ કુ'ટુ'બની ત'ગી વધતી અને વધતી ગઇ. પૈસા ઓછા થયા, તેમ ભવિષ્યના વિચારથી અડધુ' લોહી ઉડી ગયુ'. પીરોજાના સીવવાં સાંધવા ઉપરજ તેઓનુ ગુજરાન ચાલવા લાગ્યુ'. બહુ મુશકેલીથી તેણી ભાડાંના આઠ રૂપીઆ આપી શકતી, અને ભાડુ' બાદ કરતાં, બાકી રહેતુ' તેમાંથી કોઇ કોઇ વાર દહાડામાં એકવાર ખાઇ તેઓ સ'તોષ પામતાં, અને એક એક તરફ માયા અને પ્યારની નજરે જોઇ બાકીની ભુખ મટાંડતાં ! નસીબ દેવી તેઓ ઉપર પ્રસન નહીં થાંય અને નહીંજ થાય, પછી છેવટે જરા રહેમ કરવાને તેણીના મનમાં આવ્યુ' ખરૂ'.

એક દહાડે ગુલે એક જાહેર ખબર વાંચી કે એક સ્ત્રીને પોતાની બે છોકરીઓને પીઆનો અને ઇગ્રેજી વાંચતાં લખતાં શીખવવાને એક શીખેલી છોકરી જોઇએ છે. ગુલને તે પેપરની આફીસમાં પુછવાથી તેણીનું સરનામુ' મળ્યુ', અને તેણી તેણીના ઘર ચાલતી ગઇ. જે સ્ત્રીને ત્યાં તે ગઇ તે એક પૈસાદાર વીધવા હતી. અને તેણી નામે જરબાઇ હતી. તેને

લાંબટાંગ પોકલ ભેજાંની વધી ગચલી બે છોકરીઓ, એક સતર અને એક ઓગણીસ વરસની હતી. આ જરબાઇ એટલી તો ટચાક હતી કે ઓરડા સણગારવામાં અને પોતાના પોશાક પાછલ પોતાનું મન તન અને ધન અર્પણ કરી બેઠી હતી. તેણી ૪૫ વરસની વયે પુગેલી હતી પણ જયારે જુવાન હતી ત્યારે વાલકેશ્વર ઊપર રહેનારી સ્ત્રીઓમાં તેણી એક ખુબ સુરત ગણાતી હતી. હાલ તેણી પોતાના મરનાર વરના પૈસા ઊપર કુદતી હતી. તેણી ઘણી મગરૂબ હતી, પણ જે નરે તેણીની તારીફ કીધી, તે નર બેશક તેણીને ચાહતો હોવો જોઇયે, એમ તેણી ખાતરીથી સમજતી હતી. તેણી બીજું ઘર કરી પોતાનુ સ્વતંત્રપણું ખોવા ઇચ્છતી ન હતી, પણ કોઇ ઊલ્લુ દોઢચતુર સજ્જડ બીલુ મળી જાય, તો પરણવા ખુશી હતી કારણ ઉડાઉપણાથી તેણીના મોટા પૈસાનું હલે તલીયું લાગવા માંડયું હતું.

જરબાઇ ગુલને જોતાંજ પોતાની છોકરીઓને કહેવા લાગી, "આઇ માય, બાનુ, આએ કેવી મજાહની છોકરી છે!" પછી દમ ખાઇ તેણીએ ગુલને પુછયું. "શું કામ છે, છોકરી?"

"તમે જાહેરખબર આપી છે કે તમને એક માસ્તર જોઇયે છે."

"હા, તને ઇંગ્રેજી બરાબર આવડે છે કે? પીઆનો વગાડતાં આવડે છે? પીઆના સાથ ગાતાં પણ આવડવું જોઇયે અને. એ વતરેગે મારી છોકરીઓને ગુંઠવા ભરવાનુ પણ શીખવવું પડશે."

"હા બાઇ, હું એ બધું કરી શકીશ," ગુલે જવાબ દીધો.

"તો ઠીકછે. તું એટલી મજાની છોકરી છે કે મારૂં ઘર શોભી નિકલશે! ઠીક છે, પણ તારે કોઇ સારા માણસની ભલામણ આપવી પડશે."

"મુંબઇના વકીલ શેઠ મેરવાનજી જેવણ હાલ સુરતમાં આવી રહેલા છે તેવણ મને અને મારાં કુટુંબને સારીપેઠે ઓલખે છે."

આ બોલથી પાછલી વાત યાદ આવી ગુલની આંખમાં આંસુ આવી પડયાં પણ તે તરતજ લુછી નાખ્યાં.

"ઠીકછે હું તેવણુને લખી મારી ખાતરી કરીશ, પણ હમણા તો જા, કાલથી તું આવજે."

ગુલ ત્યાંજ ઊભી અને પુછયું, "પણ બાઇ પગાર?"

"હા ખરા, મરે હું તે વીસરી જાઉછું. તને પગાર જોઇશે નહીં? તેં ખાનગી કોઇને શીખવ્યું નથી અને પેહલીજવાર શીખવવા માંગેછે તેથી એકદમ પગાર કેમ નકી થાય? પણ આ છોકરીઓનો બાપ ઘણો સખી હતો અને તે પ્રમાણે હું પણ મોટું મન કરૂંછું અને તને મહિને દહાડે દસ રૂપીઆ આપીશ. આતવારે પણ આવવું અહ."

ગુલે વધારે આશા રાખી હતી પણ તંગીની વખતે દસતો દસ.

"વારૂં બાઇ પણ કયે વખતે આવવાનું?"

"બપોરે એકથી ત્રણ. બસ બેજ કલાક. જમીનેજ નિકળજે કે ભુખી નહીં થાય."

દરરોજ બે કલાક! કોટથી વાલકેશ્વર! અને દસ રૂપીઆ! નજદીક એક કલાકે અઢી આના! મુંબઇનો કોઇ ઘાતી પણ કોટથી વાલકેશ્વર ફક્ત એક ચીઠી લઇ જાય તો છ આના કે આઠ આના લીધા વગર જાય નહીં. પણ તંગી, ભુખમરો, નાચારી આગલ કોનો ચારો રેહેછે કે ગુલનો રહે!

"કેમ કબુલ છે કે નહીં?

"હા બાઇ, હું કાલથી આવીશ."

ગુલ ગઇ પછી જરબાઇ પોતાની વડી છોકરીને કહેવા લાગી કે "કેમ આઇ, મેં ઠીક કીધું કે? પેલી બીજી કોણ પીલાં તીલાં રહેવા આવી હતી, તે રાડનો સાદ કાગડા જેવો હતો અને દેખાવ બીહામણો અને રંગે કાગડાની પાંખ જેવી, તેને ૨૦ રૂપીઆ કહયા તે નહીં, અને આએ ગુલ તો સો ઘણી સરસ અને હુશિઆર દીસેછે. બે ઘડી મારૂં ઘર તો શોભી નિકળશે!"

પણ આ આઇમાય પોતાની માયથી તદન ઉલટી હતી, તેણી જરાં સમજુ હતી અને પોતાની માયના બાહારના દેખાવને ધિક્કારતી હતી. તેણીએ જવાબ આપ્યો:

"સોગણી સરસ છે ત્યારે તેને દસજ રૂપીઆ આપવા કહ્યું, એ શુ સારા માણસનું કામ કે? લાયકાત જાણવા છતાં, વધારે ગુજાસ છતાં, ઓછું આપવું એ દયા વગરનું કામ નહીં?"

"દયા વગરનું! સારા માણસનું કામ કે! મુઇ તું તો હંમેશની ચકરમ છે. તે ના કહેતે તો કાંઇ બે પાંચ વધતે, નહીં તો અમસ્થુ વધવાનું શું કામ? જા, ભરાઇ બેસ. તેં પઢ્યું!"




## નાણાવટીનું બીજું કારસ્થાન.

સીદ્ધ થયુ છે કે ઉધરતા પ્યારમાં હાર
ના દુઃખ જેવુ સખ્ત નહીં કોઇ બી લગાર.

બીજે દહાડેથી બીચારી ગુલ ઠેડવેલા વખતે વાલકેશ્વર ચાલતી જતી, અને જરબાઇની બે છોકરીઓ સાથ માથું ફોડી ઘરે આવતી. બે માંથી એક આલસુ અને છકી ગયલી હતી, અને બીચારી બીજીની સમજણ શક્તિ ખુદરતી રીતે ઓછી હતી. આઇ હુશિઆર નહીં હતી પણ મહેનત કરતી હતી, અને બાનું હુશિઆર હતી ત્યારે બહુ આળસુ હતી, તેથી તેઓ બેઉએ ઇંગ્રેજી શીખવામાં તેમજ વાજીંત્રમાં ઘણો સારો અભ્યાસ કીધો નહીં બીચારી ગુલને જો કે એમાં ઘણી મેહનત હતી તે છતાં, હોઠ પણ ફફડાવીઆ વગર, તેણી મુગે મોઢે દીન પછી દીન ગરજની મારી જયા કીધી.

હવે ખુશરૂનું નસીબ પણ જરા સમજયુ હતું, અને રખડતાં રખડતાં ઘણી ખુશામતે તેને ચાકરી મલી, પણ તે બહુ મેહનતની, અને થોડા પગારની હતી. કોઇ એક પારસી વકીલની આફીસમાં તેને કેળી પંદર રૂપીઆની કોપી કલાર્કની જગ્યા મલી, જયાં તેને સહવારના દસથી તે સાંજના છ વાગ્યા સુધી નિચી મુંડીએ કોપી તુ કોપી કરવી પડતી હતી. ગુલના દસ અને ખુશરૂના પંદર રૂપીઆ ઊપરાંત પીરોજાના પસીનાના પૈસાથી તેઓ પોતાનું ગુજરાન ઠીક ચલાવી શકયાં, પણ તેથી એમ નહીં સમજવું કે તેઓની હાલત સુધરી છે. જયાં દુઃખ આવવાજ લાગ્યું ત્યાં તે સામા ધણીને વધારે ખીજવવા અને વધારે કાયર કરવા જરા સુખ

દેખાડી, તે થોડા વખતમાં છીનવી લએછે, અને તેજ પ્રમાણે વળી ટુંક મુદ્દતમાં આ કુટુંબના સુખ વચ્ચે ખલલ પડી હતી, અને નવું તોફાન જાગ્યું.

ગુલ જરબાઇને ત્યાં નજદીક દોઢ મહિનો શીખવવા ગઇ પછી એક દહાડે જરબાઇએ પોતાના ઘરમાં પોતાના મિત્રોને ખાણું આપ્યું અને ગુલને પણ તેડું કીધું. તેણીને જવા તો ગમ્યું નહીં પણ જરબાઇની તેણીને તેડું કરવાની મતલબ શી હતી તે તેણી જાણતી હતી. મિત્રો આગલ જયારે તેણી છોકરીઓ ગાય ત્યારે સાથે પીઆનો વગાડી તેઓને ગભરાતાં અટકાવે એવી મતલબથી તેણીને તેડું કરવામાં આવ્યું હતું, અને જરબાઇને ખુશી રાખવા માટે ગુલને તેડું સ્વીકારવાની ફરજ પડી હતી.

ખાણાને દિવસે ઘરમાં ધામધુમ હતી, જરબાઇયે પોતે તદન નવીજ ફાસીનનો ખાસ પોશાક સીવડાવ્યો હતો અને પોતાની છોકરીઓને થોડું ઘણું અપાવી માંડી વાળ્યું હતું. આપણે આગલ વધીએ તે અગાઉ જરબાઇનું આ ખાણું આપવાની મતલબ વાંચનારને જણાવી વાકેફ કરીએ. જરબાઇ મતલબી હતી અને મતલબી માણસના દરેક કામમાં કાંઇને કાંઇ મતલબ સમાયલી રહેછે.

એકવાર ઉપર કહયા પ્રમાણે જરબાઇ ૪૫ વરસની હતી. તેણી પરણ્યા વગર સ્વતંત્ર રહેવા માંગતી હતી, પણ તેણીનો પૈસો લગભગ સફાઇ થયો હતો, અને તેથી કોઇ ખીસાતર સાથે નાતરૂં કરી પાછા પૈસા મેળવવાનો તેણીનો વિચાર હતો, અને જે ધણીના પૈસા ઉપર તેણીનો ડોળો ખોવાયો હતો, તેને ત્યાં ખાસ બોલાવ્યો હતો, અને તે બીજો કોઇ નહીં પણ આપણી વારતાનો નાયક દારાબ નાણાવટી હતો. વળી જમવા બોલાવેલાંઓમાંથી એક સાહુ બીલ્લુ સાહુ પોતાની બેમાંથી એક છોકરીનો તેણી ઉઠાવ કરવા માંગતી હતી. અને તે માટે એક જુવાન પૈસાદાર ગ્રહસ્થ સાથ જરા ઓળખાણ હોવાથી તેને જાણી જોઇ તેડું કીધું હતું. આ ગ્રહસ્થ પોતે વકીલ હતો અને ગબડ આસામી હતો. તેનું નામ મી૦ ડોશાભાઇ હતું અને તેને આઇમાય સાથે પરણાવી દેવાનો જરબાઇનો વિચાર હતો. મી૦ ડોશાભાઇ આવ્યો હતો પણ તે જરબાઇની મતલબથી તદન બીન વાકેફ હતો.

સર્વે જણ આવ્યાં. પકવાનો પીરસી તે ઉપર સર્વે જણ હાથ મારી તર થયાં, પછી આઇમાય ગાવા લાગી, અને ગુલ પોતાનાં આગલાં હુન્ના માફક ઊડાડતી પીઆના ઉપર બેઠી, અને સર્વેનું ધ્યાન ખેંચવાને શક્તિવાન થઇ. સર્વે જણ તેણીની તરફજ જોતાં, અને જરબાઇની છોકરીઓ ઉપર બીલકુલ ધ્યાન નહીં આપતાં હતાં, આથી જરબાઇ ગુલ ઉપર બહુ ખીજવાઇ ગઇ, અને દિલમાં બળવા લાગી કે "મરે, મને બીલકુલ ધ્યાન નહીં રહ્યું કે રાંડ ગુલ બહુ શોભાયમાન છે, તેથી હું મારી મતલબમાં નિષ્ફલ થઇશ. મેં તો તેડું કીધું તે એમ સમજી કે તેણી વગાડવા કામ લાગશે." આ પ્રમાણે જરબાઇ પોતાના મનમાં બડબડતી હતી તેવારે બીચારી ભોલી ગુલના મનમાં તો કાંઇ હતું નહીં.

ગુલને વખાણનારાં સર્વે જણમાં મી૦ ડોશાભાઇ વકીલ પેહલો હતો. તે તેની ઊપર અતીશય ફીદા થઇ ગયો હતો અને ગુલની પાસેજ ખુરસી લઇ બેઠો હતો. તેણે તેની સાથે વાત કરવાની પણ હિમત કીધી અને ગુલે તેને ખુલ્લા દિલથી સવાલના જવાબ આપ્યા હતા. થોડા વીસામા પછી જયારે આઇમાય પાછી ગાવા લાગી, તેવારે જરબાઇ દારાબ સાથે બીજા ઓરડામાં વાત કરતી હતી. જરબાઇએ દારાબને કહ્યું, "ચાલો આવો મારી છોકરીનું ગાયણ તો સાંભળો. તેનો હલક કેવો મીઠોછે!"

દારાબે ગુલને હજી જોઇ નહીં હતી. તે જરબાઇ સાથે બીજાં ઓરડામાં વાતો કર્યા કરતો હતો. તે હજી તો ઊંબર ઉપર પગ મુકે નહીં તેટલાં જરબાઇનો હાથ પકડી બાજુ લઈ જઇ પુછવા લાગ્યો કે, "આ પીઆનો કોણ વગાડે છે?"

"કોઇ નાદરશાહ ચીનાઇની છોકરી ગુલબાઇ તો છે. છે તો અઢાર ઓગણીસ વરસની પણ હુશિઆર કેટલી છે!"

આ સાંભલી દારાબે વિચાર કીધો કે "જયાં મારી લાગવગ હોય ત્યાં તો પીરોજાના વંશને કદી પણ ફાવી થડ ઘાલી બેસવાં નહીં દઊં, હું એ લોક ઉપર ખફા છું, તો એ લોકને પાયામાળજ કરૂં, એમ વિચાર કરી, તેણે જરબાઈને કહ્યું, "અહ! ત્યારે નાદરશાહ ચીનાઇની છોકરી તમારે ત્યાં શીખવવા આવે છે નહીં? પણ હું એ સાંભળી ઘણો દલગીર છું."

"કેમ?" જરબાઇએ ગભરાઇને પુછ્યુ.

" કારણ કે હું તમારા, તેમજ તમારી છોકરીઓના ભલાંનો ચાહના૨ છું અને તેથી હું દલગીર છું કે તમે તમારી છોકરીઓને નાદરશાહ ચીનાઇની બાઇડીના પેટે અવતરેલી છોકરીને શોંપી છે."

" તમે મને ખચીત ગભરાવોછો. તમારી મતલબ શું છે તે હું સમજતી નથી. મને એ છોકરીની સારી ભલામણ થઇછે. બોલો બોલો દારાબશાહ, બોલો તમારા બોલનો ભરમ શું છે?" જરબાઇએ પુછયું.

હમણા વખત નથી. પછી કહીશ.

બીજી બાજુ ઉપર આઇમાય ગાઇ રહી પછી લોકોએ બાનુને ગાવા કહ્યું. તેણી ના પાડતે પણ ગુલે તેને સમજાવ્યું તેથી તેણી પણ ગાવા લાગી! જે જોઇ જરબાઇ બોલી ઉઠી, "હુ ઊંઘાઉંછું કે જાગું છું! બાનુ ગાય છે!" એમ અજાયબીથી તેણી બોલવા લાગી તેનુ કારણ એ કે તેણીને બાનુ ઉપર ઘણું હેત હતું નહીં. આઇમાયને તે ઘણી ચાહતી હતી અને બાનુ જો ગાય તો તેણી અલબતાં વધારે હુશિઆર હતી તેથી તે પોતાની તરફ ધ્યાન ખેંચે તો જરબાઇની પોતાની મતલબ નહીં સરે. તેણી ગુલને કહેવાની હતી કે બાનુને નહીં ગવાડવું. પણ એમ કહેતાં ભુલી ગઇ હતી. વળી ગુલ ઉપર દિલ કચવાઇ ખાટું થયું હતું તેથી તેણીને લોકોની નજરમાં નિચી પાડવાને આ અછી તક સમજી, તેણી બીચારીને ઠપકો આપવા પડી.

" ગુલબાઇ, મને પુછયા પરછયા વગર તમારે બાનુને ગવાડવું નહીં હતું. હજી તો એ બચ્ચું છે. અત્યારથી ઉંચા સાદે ગાય તો મોટપણે હેરાન થઇ પડે. બીજું, એ હજી મેલાવડામાં ગાવાને લાયક નથી અને વળી તમે ગીત કેવું પસંદ કીધું. કોઇ મરી ગયુ છે કે જે એવું અફસોસનું ગીત ગવાડયું."

આ બધાંઓએ સાંભળ્યું અને તેમાં મી॰ ડોશાભાઇ વકીલ પણ હતો, બીજાંઓ બધાં જરબાઇના દોઢચતુર પણા તરફ મનમાં ધિક્કાર બતલાવી મુગાં બેઠાં. ગુલ પણ ડહાપણ ખરચી અખાડા કરી ગઇ, પણ મી॰ ડોશાભાઇએ તો જરબાઇને ઠીક જવાબ આપ્યો.

" જરબાઇ, તમે નાહક આ ભલી છોકરીને સતાવોછો. બાનુએ ગીત એટલી સેહલાઇથી અને એટલું સરસ ગાયું છે કે આએ તેની બેહનના

ગીતને તદન ઝાંખ પમાડી મેળ્યું છે. અમારી સઘલાની આંખમાંથી આ-સું પડયાં છે, અને અમો સઘલું બીજું વીસરી જઇ બેશક ગીત સાંભ-ળવામાં ગુંટાયા હતા. ખરે, શાબાશી બધી ગીત શીખવનારને ઘટેછે!"

એમ ગુલની તારીફ કરી ગુલને કહ્યું," તમે આવુ સરસ શીખવી શકયાં છો તો તમે પોતે ગીતને હજી પણ સરસ ઇનસાફ આપી શકો. મેહરબાની કરી તમે પોતે એક ગીત ગાવો."

આથી તો જરબાઇને વધુ ચટકો લાગ્યો, પણ મી૰ ડોશાભાઇ વકીલ તેણીનો ખાસ પરાણો હતો તેથી તેણી તેને કાંઇ કહી શકી નહીં.

ડોસાભાઇએ કહ્યું, "જરબાઇ, તમે કહેશો તો જરૂર ગાશે, હું ધારૂંછુ કે એક પારકાની અરજ એકદમ કબુલ નહીં રાખશે."

આથી જરબાઇને વધારે ઝેર ચઢયું પણ શું કરે, ફરજ પડેલી સ-મજી ગુલને અરજ કીધી. બીચારી સાફ દિલની ગુલ શું જાણે કે જર-બાઇના દિલમાં શો દાવ છે. તેણીએ તરતજ અરજ કબુલ રાખી ગાયું. તેણીના ગાતી વખતે આખા હાલમાં ચુપકીદી પથરાઈ અને દરેક જણની આંખ તેણી તરફ ફેરવાઇ. એકવાર ફરીથી વધુ જોસ્સાથી સઘલાંઓની આંખોમાં આંસુ આવ્યાં. સાથે ગુલની આંખ પણ આંસુથી ભરાઇ, છાતી ધપકવા લાગી, કારણ એ કે ગીત ગાતી વખતે તેણીને પાછલો વખત અને પોતાનો બાપ યાદ આવ્યો. તેણીએ માહા મુશકેલીથી પોતાનો જુ-સ્સો દાબી રાખ્યો, પણ ડોશાભાઈ વકીલ એટલો પાસે હતો કે તે જોઇ શકયો કે ગુલને ગીત ગાતી વખતે કાંઇ દુ:ખદાયક વાત યાદ આવી હતી, તેથી તેણે પુછ્યુ, "આ ગીત સાથ તમને કાંઇ પાછલો દુ:ખદાયક બનાવ યાદ આવ્યો દેખાય છે. એટલુ બધુ પુછવાને મને હક નથી, પણ તમારી તરફ એટલી દીલસોજી લાગેછે કે મને પુછયા વગર ચાલ્યું નહીં."

બીચારી ભોલી ગુલે તેને તરતજ આસ્તેથી જવાબ આપ્યો, "હા સાહેબ. મને મારા મરનાર બાવાજી યાદ આવ્યા. આહાં! તેવણ કેવા માયાલુ બાવા હતા!"

એકવાર ફરીથી ગાયણ સાંભલી થોડા વખતમાં આસ્તે આસ્તે લોકો રૂખસત લઇ ચાલતાં થયાં, અને ગુલ પણ નિચે ઊતરી. દાદર ઉપર તેણીની

પછવાડે કોઇ બીજુ ઊતર્યું આ બીજુ કોઇ નહીં, પણ જુવાન ડોશાભાઇ વકીલ પોતે હતો.

" મીસ ગુલબાઇ તમે આટલી રાતે એકલાં જશો કે ? મહેરબાની કરી તમને તમારે ઘેર સહી સલામત પુગાડવાની મને રજા આપો. આવી મોડી રાત્રે તમે એકલાં કેમ જશો ? મારી ગાડી તમારી ચાકરીમાં છે. "

ગુલ જરા શરમાઇ નિચે જોવા લાગી, પણ તેણી શીખેલી અને સુધરેલી હતી. તેથી તેણીને મી૦ ડોસાભાઇના બોલમાં કાંઇ નવુ કે માઠું લાગ્યુ નહીં. તેણીએ સામો સભ્યતાથી જવાબ વાળ્યો, "મી૦ ડોશાભાઈ, મોટી મેહરબાની થઇ, પણ હું ચાલતી જવાની છું અને હું ધારૂં છું કે મારો ભાઇ મને લેવા આવી બાહાર ઉભેલો હશે. "

મી૦ ડોશાભાઇ દલગીર થઇ ગયો. અને બોલ્યો, " તમારો ભાઇ ! ઠીકછે તમારા ભાઇ સાથે સુખે જાઓ, " . એમ કહી તે તેણી સાથે બાહાર નિકળ્યો.

આપણે વાર વાર સાંભલીએ છીએ કે કેટલાકોને જોતાંનેવાર કોઇ સ્ત્રી ઉપર ખરો પ્યાર લાગેછે, તેજ પ્રમાણે મી૦ ડોશાભાઇના દિલમાં ખરા પ્યારે વાસો કર્યો હતો.

ગુલે ખુશરૂને ડોશાભાઈની ઓળખાણ કરાવી અને તેઓ ત્રણે મુગાંમુગાં સાથે ચાલ્યાં. ચાલતાં ચાલતાં ડોશાભાઇના અને પોતાના ભાઇના પોશાક વચ્ચેના તફાવત ઉપર ધ્યાન આપતી ગુલ ચાલતી હતી.

ખુશરૂનાં ચેહરા ઉપરથી તેનુ ગ્રહસ્થપણું ખુલ્લું હતું તેમજ ગરીબાઇ અને તંગી પોતાનો દેખાવ દેવામાં પછાત નહીં હતાં. ડોશાભાઇએ આંદરણામાં આવી સરસ 'walk' ઉવૉક કદી લીધી નહીં હતી. વાલકેશ્વરથી કિવન્સ રોડ ઉપરથી ચાલી છેક ચર્ચગેતના સ્તેશન આગલથી તે પાછો ફર્યો. તે પાછો ફર્યો નહીં હતે તો ગુલ તેને મોંઢે ચહ્ડી રૂખસતઃલેવા કહેતે, કારણ પોતે ક્યાં કહેછે, અને કેવી હાલતમાં રહેછે તે તદન ખુલ્લુ કરવાને તેણી રાજી નહીં હતી. તેઓ પૈસે ગરીબ હતાં પણ દિલે તો તંવગર હતાં કે નહીં ?

ડોશાભાઇએ ગુલને શેકહૅન્ડ કીધી અને છુટા પડવા ગમતું નહીં હોય તેમ દીસ્યો. જતી વખતે કહેતો ગયો કે "હું તમારૂં ગીત કદી ભુલી

નથી જનાર. હજી જાણે મારા કાનમાં મધુર સાદ પંથરાય છે ! એકવાર ફરીથી તે સાંભળવાની હું આશા રાખું છું."

ખુશરૂએ ગરીબાઇમાં દોસ્તોની રીતી જોઇ લીધી હતી અને ગરીબાઇમાં દોસ્તો કેવા હોય છે તે જાણી લીધું હોવાથી તે હવે કોઇ સાથે વધારે દોસ્તી કે મોહબત કરવાને નાખુશ હતો, અને તેથી તે મુગો મુગોજ ચાલ્યા કીધો હતો. ડોશાભાઇએ જો જતી વખતે શેકહેન્ડ નહીં કીધી હતે તો તે વગર તેને જરૂર ચાલતે.

આટલા થોડા અરસામાં ડોશાભાઇની ચતુરાઇએ તેની ખાતરી કરી આપી હતી કે આ ભાઇ બેહન શીખેલાં કેલવાયલાં, સભ્ય અને ઊંચા ખાનદાનનાં છે, પણ ગરીબાઇના ચક્કર તળે જબર કચડાયલાં છે.

ડોશાભાઇ પોતાના ગ્રાંતરોડના બંગલા તરફ ચાલતો ચાલતો મનમાં બડબડવા લાગ્યો, "આહા! આવી છોકરી ઉપર ગરીબાઇનો મારો પડે અને બીચારીને કોટથી વાલકેશ્વર નજીવા જેવા પગાર અર્થે શીખવવા આવી, આવી અર્ધી રાત્રે થંડીમાં પગે ચાલતાં જવું પડે! આહા ખોદા, તેના કોમલ બદન તરફ તું કાંઇજ નીગાહ કરતો નથી!" થોડું આગલ ચાલતાં તેને વિચાર આવ્યો, "પણ મારી પાસે શું પૈસા નથી? હજારો રૂપીઆ બેંકમાં આળસુ પડી રહે અને હજારો રૂપીઆ ઘરમાં વગર કારણે બંધીવાન થઇ રહે તે છુટાં થઇ, આવી વખતે આવાં ગરીબ લોકોને કાંઇ નહીં કામ લાગે? ઠીકછે, એનો હું રસતો કરૂંછું! જે બને તે ખરૂં. કાલે જરબાઇ પાસે ગુલનું સરનામું લઇ તેની ઉપર રૂ૧૦૦૦ વગર નામે બક્ષેશ મોકલવા અને કોઇ પણ રીતે તે કબુલ રખાવવા, પછી મારે માટે જે ગામમાં બોલાય અથવા કહેવાય! ખોદા મને પીછાણે છે તેટલુંજ મારા મનને સંતોષ કારક છે."






## દીકરી ઊપર સંકટ.

પૈસાદાર ગીબત કરે અને તે મારાં વહાલાંની,
લાજમ છે કે ચાકરી કરૂં તે પૈસાવાલાંની ?

બીજે દહાડે ગુલ વખત સર વાલકેશ્વર ગઇ અને હજી તો દાદર ઉપર ચદે નહીં તેટલાં જરબાઇના ઘરના ઇરાનીએ તોછડાઇ ભરેલા સાદે કહ્યું, "બાઇ, જારબાઇ તામુને બુલાવેચ. જલદી જાયચ એંહ, સામજેચ કે ? ઘણા મોથા કૅામ છે. બાઇના હુકમ છે એક મીનીથ નહીં ઉભો રહેચ."

જરબાઇ રાતનો ઉજાગરો હોવાથી તે દહાડે છેક બાર વાગે ઉઠી હતી. અને ગુલ ગઇ તે વખતે પોતાની છોકરીઓ સાથે જમતી હતી. આઇમાયના ભવાં ચહડેલાં હતાં કારણ કે ગઇ રાત્રે ગુલ તરફ તેણીને અદેખાઈ ઉત્તપન્ન થઇ હતી. ડોશાભાઇ વકીલને તેણીને માટે બોલાવ્યો હતો અને તેણે તો ગુલને પકડી તે લોકને કાંઇ દાદ આપી હતી નહીં.

ગુલ ઓરડામાં દાખલ થઇ તેવીજ ચેતી ગઇ કે જરબાઇ અને આઇમાય તેણી ઉપર ગુસ્સે થયલાં છે, પણ તેણીનું અંતઃકરણ સાફ હતુ તેથી તેણી કાંઈ પણ ધારતી કે ફીકર વગર તેઓ આગલ સ્થીર દેખાવે જઇ ઉભી. તેણીને જોતાંને વાર જરબાઇ બોલી, "ગુલ, જયારે તું આ ઓરડામાં પેહલવેહલી આવી ત્યારે મેં એક બચ્ચાંની માફક તારૂં બોલેલુ માન્યું. મેં તને જોતાંનેવાર પસંદ કીધી; તું ખુબસુરતછે અને હું એક એવી સ્ત્રીછું કે ખુબસુરત ચીજો ઉપર મોહી પડુંછું. તેં મારે ત્યાં રહેવા માંગ્યું, અને મેં તારી ઉપર ભરૂશો રાખી, તને રાખી, અને મારી નિરદોષ છોકરીઓ તારા સ્વાધીનમાં આપી અને જયારે તારા બોલમાં સચ્ચાઇ અને વફાઇ સમજી, હું બેફીકર રહી, વખત કાહાડતી હતી, તેવારે મને સુખવચ્ચે કોઇ માયાલુ હેતવંતા માણસે નજર ખોલી વાકેફ કીધી કે હું તો એક સાંપને પાલુંછું."

આ સાંભલી ગુલ ચોંકી અને ફીક્કી મારી ગઇ. તેણીને અપમાન શું તેનોં અનુભવ મળ્યો ન હતો. તેણી હલકાં ખાનદાનની નહીં હતી તેથી ખુદરતી રીતે પોતાના ખાનદાની લોહીને છાજતા શબ્દોમાં જવાબ આપ્યો, "બાઇ તમારે ત્યાં શીખવવા આવું છું તેથી તમને મને જે તે બોલવાનો હક નથી. તમે આવી હદની બાહાર જ્યાં કોની આગલ ચલાવો છો તેની તમને બીલકુલ ખબર નથી."

"જો ખબર હતે તો સારૂંજ તો, તો પછી હું તારી ઉપર વીસવાસ રાખતે કે?" જરબાઇએ ડોકું ધુણાવી કહ્યું.

"તમે શા ઉપરથી કહોછો કે હું સાંપ છું? તમે મારી ઉપર વીસવાસ મુકયો તેનો મેં કેવી રીતે ગેર લાભ લીધો છે?" ગુલે છાજતી મગરૂબીથી પુછયું.

"નહીં, ગુલ, હું તને તે કહી શક્તિ નથી. બોલતાં મારી જીભ તણાય છે. વાત તો દલગીર થવા જેવી છે. મને તારી પોતાની ચાલચલણ સાંમે કાંઇ વાંધો નથી, પણ તેં મારાથી સઘળું સાચું છુપાવ્યું છે."

"મે સાચું છુપાવ્યું! મેં તમને શું જુઠું કહ્યું?"

"તું મારા ઘરમાં રહેવા આવી ત્યારે ઢોંગ કરીને આવી. ત-ત-તારી કંગાલ માયની ચાલચલણ તેં છુપાવી," જરબાઇએ ઢોંગ કરી દલગીરીનો દેખાવ ધારણ કીધો.

"મારી માયની ચાલચલણ! મારી માય! મારી માયને શું છે! એના જેવી માય બીજી દુનીઆમાં કોઇ નહીં હશે. તમે મારી માયની સાથ સરખાવતાં કુચ બીસાદમાં નહીં કહેવાઓ એ હું હિંમતથી કહુંછું. હું તેને મારા જીવ કરતાં વધારે ચાહું છું તે શામાટે?

"જા. કંગાલ છોકરી, હું તારી હાલત ઉપર દયા કરૂંછું, તારા બાવા સાથે પરણવા અગમજ તારી માયની ચાલચલણ વિષે તું શું જાણતી નથી?"

"હું જાણુંછું! અરે એવો કોણ બદમાસ છે કે નાહક તેણીના નામને બટો લગાડવા તૈયાર થયો છે!"

"તે ઘણી તારી માયને સારીપેઠે અને નાનપણથી ઓલખેછે. અફસોસ! ગુલ, તું કેવી ખુબસુરત છે! નસીબ તારાં કે તું બદ ઓરતને પેટ અવતરી છે!"

"બસ બસ ! બરજબાઇ, હુ' મારૂ' રાજીનામુ' આપુ' છે'. જે શખ્સે મારી માય વિષે નિચ, ખોટી, અને શરમાવા જેવી ગીબત કીધી છે, તે પોતે નિચ, ખોટા અને બેશરમ હોવો જોઇયે. એ બધુ' ગમે તે હોય પણ જે ઘરમાં મારી માય વિષે આવા સખુનો કાહાડવામાં આવ્યા છે, ત્યાં હુ' એક કલાક પણ ઉભી રહેવા ખુશી નથી."

"જે ધણીએ મને કહ્યુ' છે તે એટલો મોટો આસામી છે કે તે કદીપણ જુ'ઠુ' બોલે ! કાંઇ ખોદા ખોદા કર. મને લાગે છે કે તને બાઆરીને કાંઇ ખબર નહીં હશે. તારી માય તારા બાપ સાથે પરણવાને માટે પોતાના ઉમરાવ બાપનુ' ઘર છોડી નાહાશી આવી તે પણ તને ખબરનથી?"

"નાહાસી ગઇ ! જયારે તમે મારી માયજ વિષે કાંઇ બોલોછો તો તે મને બરાબર જાણવાને હક છે માટે બરાબર દિલ ખોલીને બોલો"

"મારાથી વધારે બોલાય નહીં. જે થયુ' તે ખરૂ'. મને તારી ઉપર દયા આવેછે પણ શુ' કરૂ'. મારાં નામને અને મારાં ઘરને ખરાબ લાગેછે. કાલથી તુ' અહીં આવતી ના."

"તમે ધારોછો કે તમે બોલાવો તો પણ હુ' આવુ' ? તમે ધારો છો મારૂ' અ'તઃકરણ મને અહીં આવવા દેશે ? તમારા ઘરનો ઉબર પણ ઓલ્ગીશ ? નહીં, કદી નહીં. જતી વખતે ખુદાને હાજર જાણી એટલુંજ તેની પાસે માંગુછુ' કે ખોદા કરેને આપણે કોઈ દિવસે સાથે મળ્યે'નહીં. હુ' તમારા દીદાર જોવાને પણ રાજી નથી."

એમ કહી ગુલ ત્યાંથી ઉતરી ચાલતી થઇ.

"આઇ, જોયુ' કે ? રાંડ તો જાણે રાજાની રાણી હોય તેમ મીજાસ રાખતી દેખુ'. જો આંપણુને દારાબશાએ ચેતવ્યાં નહીં હતે તો એકતો આપણને ગામમાં થુકતે, અને બીજુ' તો ડોશાભાઇ વકીલનો ડોળો તેમાં બોલાતે, તો તને તેમજ મને નિરાશ થવુ' પડતે. પણ ચાલો આટલી ગડબડ થઇ તો થઇ પણ અરધા મહિનાનો પગાર બચ્યો તો ખરો."



## પ્રકરણ—૧૪.

### જોતાંને વાર પ્યાર.

ખોદાની માગુછું મતલબી સ્ત્રીઓથી પનાહ,
જે ફતેહથી બક્ષવેછ અજીમ ગુનાહના ગુનાહ.

ગુલને ગયા પછી થોડીક મીનીટે એક ફાઇતીન જરબાઇના ઘર આગલ આવી ઊભી, જેમાંથી ડોશાભાઇ વકીલ ઊતર્યો. આઇમાય બારીવાટે ઊભેલી હતી, તેણી પોતાની માય પાસે દોડી ગઇ અને બોલી, " માય માય, ડોશાભાઇ વકીલ આવે છે ! "

" ડોશાભાઇ વકીલ ! જોયું આઇ, ગઇ રાતના ખાણાની મતલબ પાર પડી. તું હવે થોડા વખતમાં મીસીસ ડોશાભાઈ થશે. "

" અમરથાં ભુલમાં ગોટાં ખાઇ હવામાં કીલ્લા ના બાંધો. રાત્રે તો મારી ઉપર ઝાંખીને જોયું પણ નહીં, તે ધણી મારી સાથે લગ્ન કરશે ! જાઓ જાઓ, એ તો પેલી ગુલબાઇને ફરીથી જોવા આવ્યો હશે."

" શું ? ડોશાભાઇ મારા ઘરમાં ગુલને જોવા આવે ! એ કાંઇ ગાંડી બાંડી થઇ ગઇ છે શું ? "

ડોશાભાઇના ઉપર આવી પુગ્યાથી વાત થતી અટકી.

" ડોશાભાઈ, તમે અમારાં ઘરને તમારાં પગલાંથી નવાજ્ને છો તેના અમે થોડાં આભારી નથી. "

" જરબાઇ, હું કાંય નહીં પાછો આવું ! મને ગઇ રાત્રે તમારે ત્યાં એટલી મજાહ પડી કે તે તમને કહેવા આવ્યા વગર મને ચાલ્યું નહીં. તમે તો થાકી ગયાં હશો. બાનુએ કેવું સરસ ગીત ગાયું ! આઇમાયેબી ઠીક ગાયું, અને સૌ કરતાં સરસ પેલી ગુલનો હલક કેવો મધુર મીઠો હતો ! જાણે હજી તે સાદ મારા કાનમાં રમેછે ! "

આ સાંભલી આઇમાયના ભવાં ચઢી ગયાં. જરબાઇની છાતી બેસી ગઇ, પણ ડોશાભાઇએ ગુલની વધારે ને વધારે તારીફ કર્યા કીધી. જરબાઇએ હિમત પકડી, આશા છોડી દીધી નહીં. તેણીની પાસે ડોશાભાઇના કાનમાં રેડવાને ઝેર તૈયાર હતું.

તે રાતની બીજી પરચુટણ વાતો કરવા પછી ડોશાભાઇ પાછો બોલ્યો, "પેલી ગુલ કેવી ખુબસુરત હતી! મેં હજી એવી છોકરી જોઇ નથી! કેવી શુંદર, સભ્ય અને લાયકીવાલી! જરબાઇ જો તમારે મને તમારો તાબેદાર ગુલામ બનાવવો હોય તો એ ગુલના કુટુંબ સાથે મને ઓલખાણ કરાવો કે જેથી કરી ગુલની વધારે તપાસ કરવાને મને તક મલે."

"ડોશાભાઇ, એ તમે કાંઇ ગાંડા–"

"નહીં જરબાઇ તમે એમ તો ધારતાજ ના કે તે ગરીબ છે તે હું જાણતો નથી. જે છોકરી વાલકેશ્વરથી અરધી રાત્રે જાય અને દસ રૂપીઆના પગાર માટે આટલી જંજાલી ભોગવે, અને વહીતરૂં કરે તેનાં કુટુંબની હાલત કેવી હોવી જોઇયે તે હું જાણું છું, પણ પૈસા સાથે મને શું કામ છે? સારી ખસલત એજ મોટો ખજાનો સમજું છું. તેણીના કુટુંબ ઉપર કાંઇ અસાધારણ ગજબ વીટેલો દેખાય છે, પણ તેણીની રગમાં ખાનદાની લોહી છે. મારીજ વાત કરો–હું હાલ પૈસાવાલો છું અને ગાડી ઘોડે ફરૂં છું અને મારા બાપ બપાવા બગી હાંકતા હતા, તે શું હું વીસરી જાઉં કે? હું શીખ્યો અને કમાયો અને ખોદાએ મારો દહાડો ફર્યો તેથી શું હું ખાનદાની થઇ ગયો કે? મારૂં દિલ જે સ્ત્રી ઉપર હોય અને તે જો મને પોતાના દિલો જાનથી ચાહતી હોય તો તેણીને પરણી સુખી કરવાના સાંધણો મારી પાસે જોઇયે તે કરતાં વધારે છે, તેથી હું આશા રાખું છું કે તમે મને એ કામમાં મદદ કરશો."

જરબાઇના પાકી ગયાં. તેણી હોઠ દાબી બેસી રહી, અને ડોશાભાઇને બોલાય એટલું બોલવા દીધું. તે બોલી રહયો પછી તેણી દલગીરી ભરેલા અવાજે બોલી, "ડોશાભાઇ શેઠ, હું ઘણી દલગીર છું. મને તમારી ઉપર દયા આવેછે. તમારા વિચારો બહુ ઉમદા છે પણ તે વિચારો એક નાલાયક છોકરી ઉપર ગુમાવો છો તેથી હું દલગીર છું."

"ના લાયક! કેમ કેવી રીતે?"

" આજેજ સહવારે મેં તેણીને કાહાડી મુકી કે રખેને મારી છોક-રીઓ એવી સંગતથી બગડી જાય. "

" તમે કાહાડી મુકી! એવી સંગતથી બગડી જાય! એ શું બોલો છો! વારૂં પણ તે બધું કેમ? "

" તે હું કહેવા માગતી નથી. ડોશાભાઇ, મારે ઠેકાણે કોઇ પણ આબરૂદાર ઓરત હોય તે પણ કદી એવા શબ્દો મોઢાંમાંથી તમારા જેવા ગ્રહસ્થની હજુરમાં કાહાડે નહી. મારા મોઢાંમાંથી એવા શબ્દો નિકળેજ કેમ વારૂં? તેણીને અપમાન કરી આ ઘરમાંથી કાહાડી મુકીછે એટલું કહ્યું તે બસ છે, તે ઊપરથી તમે દાનાવ છો તો સમજી જશો. "

પણ તે અપમાન કરવાનું કારણ?" ડોશાભાઇએ લગભગ કાલા-વાલા કરીને પુછ્યું.

" તે તો હું કહી શકિત નથી. એક સારા આદમી તરીકે તમે મને ફરીથી એ સવાલ પુછશો પણ નહીં. હું આટલું કહું છું તે તમે મા-નતા નથી? "

" નહીં કાંય માનું? તમારૂં નહીં માનું! એ બનેજ કેમ! તમને જુઠું બોલવાનું કારણ શું! જરબાઇ, મને આ ફટકો બહુ જબરો છે. હું તેની ઉપર મોહી પડયો છું. મને કેવું દુઃખ થાયછે તેનો તમે ખ્યાલ પણ કરી નહીં શકશો! "

ડોશાભાઇએ પોતાના ભોલાપણામાં બધું જરબાઇને કહી દીધું. આઇ તેની તરફ ધિક્કાર અને ગુસ્સાની નજરથી જોતી હતી. ગુલ વ-ધારે ખુબસુરત હતી તેથી તેણી પેહલેથીજ અદેખાઇ કરતી હતી, પણ હવે તેણીને અંદર ખાનેથી મજબુત ધિક્કારવા લાગી.

ડોશાભાઇ ત્યાંથી ઉઠી, નિરાશ પાછા ફર્યા. જતી વખતે બોલ્યા, "કાંઇ બેઅદબી થઇ હોય તે માફ કરજો. હું કોઇ દહાડે નાસીપાસ થ-યો નથી, તેથી આ વખતે હું નાસીપાસી ધિરજથી સહન કરી શકતો નથી અને તેથી મારા દિલની વાત પણ તમને કહી દીધી છે. મારી વાત તમને ગમી પણ નહીં હશે, માટે મને માફ કરજો."

જરબાઇએ તેને શેકહેન્ડ કીધી પણ તેને એમ જવા દીધો નહીં.

" ડોશાભાઇ, કાલે મેહરબાની કરી અમારે ત્યાંજ જમજો. મને મારી સહીએ નાટકની તીકીટ મોકલાવી છે, ત્યાં આપણે જમીને સાથે જઇશું" એટલી અરજ કબુલ રાખો."

ડોશાભાઇએ આનાકાની કીધી પણ પાછલથી અરજ કબુલ રાખી ચાલુ મુકયું, પણ તેમાં તેની મતલબ હતી. ગુલ વિષે કાંઇ વધારે ખબર મેલવવાની આશામાં તેણે હા પાડીહતી, અને નહીં કે આઇમાય તરફ કાંઇ તેનું ધ્યાન ખેંચાયું હતું તેથી.



## ગુલની બીજી ચાકરી.

કુતરાં કીડાં ને કોતરના કોહલાં,
તે કીરતાની મદદથી જીવે છે ભોલાં;
તો તેની મોટાંમાં મોટી પેદાશ
પર તે ઓછો માયાલુ રહે કદી ખાશ?

ગુલ બીચારી સંતાપ કરતી ઘરમાંજ હતી. તે પોતાની માય અને ભાઇ સાથે દુ:ખમાં દહાડા કહાડતી હતી. તેણીએ સોના જેવો બાપ ખોહયો, અને કમનશીબે જે શખ્સને તેણીએ દિલ આપ્યું હતું, તેપણ કોણ જાણે કયાં ગુમ થઇ ગયો? તેણીએ તેની ઉપર કાગળ લખ્યું હતું પણ કાંઇ જવાબ મળ્યો હતો નહીં. તેણી અફસોસ કરતી હતી, પણ સઘળા અફસોસમાં પેટનું માગણું બહુ સખ્ત હતું. તેણી પોતાની માયને સીવવા સાંધવામાં મદદ કરતી હતી પણ તેનાથી શું વળે? જે ધણીઓએ ચાકર નફરો, ગાડી ઘોડા, રેળછેળ વચ્ચે દહાડા કહાડયા હોય તેનું વીશ પચીશ રૂપીઆ જેટલી નાની રકમમાં શું પુરૂં થાય? આંઠ રૂપીઆ ભાડું આપતાં કોણ જાણે બાકીના પંદર યા વીશમાંથી પીરોજા

ત્રણ માણસનું કયા પ્રકારની ઉમદા કસરથી પુરૂં કરતી હતી, તે ખોદા જાણતો હતો.

આખરે ગુલે એક ન્યુસપેપરમાં ખબર વાંચી Wanted a pianiste in a Parsi family. Parsi preferred. Apply personally to R. A. Bhandaria, Camballa Hill.

ગુલે આ જાહેર ખબર વાંચી નાસતો કરી ચાલુ મુકયું. કયાં કોટ અને કયાં ખંબાલા હીલ! ઓગણીસ વરસની નાજુક છોકરી ગાડીઘોડે જણમારો કહાડેલો, તેનાથી આટલું ચલાય? ચાલે નહીં તો શું કરે? ખંબાલા હીલ જવા ગાડી કરે તો તેટલા પૈસામાંથી તો તેમનુ બે દિવસનું ગુજરાન થાય. તેણી નામ પુછતી પુછતી ઉપલા બંગલામાં જઇ પુગી. ત્યાં આગલા ઓરડામાં એક બુઢા બાવા મોટી ગુસ મારવાની લાકડી લઇ બેઠા હતા, તેવણે પુછયું, "છોકરી કોણને પુછે છે?"

"આર–એ ભંડારીયાને." "કેમ, શું કામ છે?"

"એવણે આજે જાહેર ખબર નખાવી છે. હું પીયાનો ઘણો સારો વગાડી જાણું છું."

"જા–જા–પાછી જા–પારસી કોમને ખરાબ લગાડે છે. ગુંટણ જેટલી, તું શું પીયાનો શીખવશે? મારી (૪૫) વરશની બૈરીને તું ટેંમણ જેટલી શીખવે કે! તારા મા–બાપ કોણ છે કે તને અંહી આવવા દીધી! તેઓની અકલ કયાં ગુમ થઇ ગઇછે કે કાચ્ચાં કુંમારાને એકલાં મોકલેછે! ચાલ નિકળ છોકરી, તારે ઘેર જા."

આ બુઢા બાવાને ગુલને ઝંકારી કાઢી મોકલાવી દેવાનું કારણ શુ? તેવણ પૈસાવાલા હતા પણ અસલી વિચારને વળગેલા હતા. તેવણની બાયડી બીજાં લોકોને જોઇ પીયાનો શીખવાની ખાહેશ રાખતી હતી અને તેથી બુઢાને બહુ પજવતી હતી. તેણીને રાજી રાખવા જાહેર ખબર આપી હતી પણ જે કોઇ આવતું તેને અનેક બહાનાથી ખેરવતા હતા.

બીચારી ગુલ પસીને ગાર થઇ પાછી ફરી, પણ પ્રમાણીક માણસને ખુદા તદન છોડી દેતો નથી. મોટાઇપરથી ગરીબાઇ આવેછે, પણ તેથી ખુદા જે કીડીને તેના દરમાં કોઇને કોઇ રસ્તે ખોરાક પુરો પાડે છે, તે શું માણસ, કે જે મેહેનત કરવા ખુશી હોય તેને માટે કોઈ રસ્તો ખુ-

હલો રાખતો નથી ? નહીં નહીં, એમ ધારવું બીલકુલ ખોટું છે. નસીબ જેવું કાંઇ છે ખરૂં, પણ તેથી ઘણું નહીં અને થોડું પણ મહેનત કરે તેને મળે ખરૂં. કોઇ નશીબવાલો ૧૦૦ રૂપીઆ કમાય તો તેટલીજ અ-થવા તેથી વધુ મહેનતે એક અભાગયો ૧૦-૧૫ તો કમાય, એમાં કાંઇ શક નથી. થોડા દહાડામાં ગુલને એક ભાડુતની ભલામણથી એક જાણીતી છોકરીઓની નિશાળમાં ઇંગ્રેજી શીખવવા વીસ રૂપીએ ચાકરી મળી.



## વખાણવા જોગ દયા.

દિલે દયાલુ ને મનમાં મયાલું
ન જોય પૈસો ન કોઇ પરાયું.

એક બાજુ ઉપર ગુલ સ્કુલ માસતરની કંગાલમાં કંગાલ જીં-દગી ભોગવતી હતી અને કલાસમાં બેસી ઘાંટાં ગળાં પાડતી હતી, તે વારે બીજી બાજુ ઉપર ખુશરૂ પોતાની કોપી તુ કોપી કરવાનું ઘધેડા સમાન વહીતરૂં મુકી દઇ પોતાના હુન્નરની મદદથી કાંઇ બે પૈસા મેળવવાની ખાહેશ દેખાડતો હતો. મુંબાઇમાં કેલવણી કેટલી હદ સુધી ફાવે છે તેનો તેને પૂરતો અનુભવ મળ્યો હતો. મુંબાઇમાં કેળ-વણી લીધેલાઓ સંખ્યા બંધ રખડે છે, અને નશીબવાલા, લાગવગવાલા, ખાનદાની, પછી અભણ તો અભણ, ફાવે છે, એથી હવે ખુશરૂ પૂરતો વાકેફ થયો હતો. તેણે ચિતારાનો અચ્છો અભ્યાસ કીધો હતો, તેથી જોઇતી ચીજો વેચાતી લઇ, ઘરમાં તરેહવાર ચીજોના પીકચરો પાડી, તે વેચી પૈસા ઉભા કરવાના હેતુથી ઘરમાં ઘાંચીના બળદ સમાન વહીતરૂં કરતો હતો. કેટલાક મોટાં ઓઇલ પેનટો પાડી, તે બજારમાં પેહેલી વાર વેચવા ગયો. તે એક હોરાજીની દુકાને ગયો કે જે હોરાજી આવાં ઓઇલ પેનતો ખાસ વેલાત અને બીજે દેશથી ઓરદરો કરી મંગાવતો હતો, ત્યાં ખુશરૂ જઇ બહાર જોતો ઉભો.

"કેમ છોકરા, કાંઈ તફરાવવાનો વિચારછે શું? ચાલ આગલ ચાલ।" હોરાજીએ ખુશરૂને દમ ભરાવી કહયું.

દુનિઆરે દુનિઆ! તું કેવાં આદમીઓ ધરાવે છે! આગલ થોડી કેલવણી છતાં એવા બહારના દેખાવને ઘણુ માન ન હતું. પણ હાલ કેળવણી વધવા છતાં અને બહારના દેખાવ ઉપર ભરૂસો ન રાખવો એવું દરેક નિશાળમાં શીખવ્યા છતાં, બાહારના દેખાવ ઉપર ભલો પણ ભોલવાય છે. એ શું કેળવણીનો ખરો ઉપયોગ? એ કેળવણી સંગીન કહેવાય?

ખુશરૂએ હોરાજીને કહયું "ભાઇ, હું ગરીબ છું પણ ચોર નથી. મેં ઘરમાં બેસી આ સુંદર પીકચરો પાડયાં છે અને તે હું વેચવા માગું છું."

"જોઇએ કેવાં છે," હોરાજીએ કહયું, "પાડયાંછે સારાં. વેલાતને તક્કર મારેછે, પણ મારે ત્યાં થોડાજ દહાડાપર વેલાતથી માલ આવો છે. તે હજી વેચાવો નથી. બાર મહીનાનો માલ ભરો છે. આજતો ફોતોગરાફો એવા આવેછે કે હાથના પીકચરોને ટક્કર મારે છે. પણ હજી જાણીતા લોકના પીકચરો વેચાવાં નથી, તો તારાં કેમ વેચાવશે! તમે ફાવો એવું મને દીસતું નથી."

"શું કરૂં ભાઇ, મારી માય બેહેન ઉપર આફતનું વાદલ આવ્યું છે, અને મારા સિવાય તેમનો પાલણ કરનાર બીજો કોઇ નથી. જો તું લએ તો ઘણાજ સસતાં આપું."

"પણ લઇને કરૂં શું? આ બધો ચોરો તો કરોછે."

"ઠીક ભાઇ, પણ જો તમે મને મારે લાયકનું કાંઇ કામકાજ સોંપશો તો ધરમ લાગશે." આવી રીતે દુકાનમાં તે હોરાજી સાથ વાત કરતો હતો, તે વારે તેજ દુકાનમાં એક પારસીની ભભકાદાર પેસાક પેહેરેલી ખુબસુરત છોકરી કાંઇ ખરીદ કરવા આવી હતી. તેણીની સાથે ૫૦ એક વરસની બુઢી પારસણ હતી પણ તેણીના દેખાવ ઉપરથી તેણી પેલી જુવાન છોકરીની ચાકરડી દીસતી હતી. ખુશરૂએ તેણીને બરોબર જોઇ હતી પણ તે પોતાના દુઃખના બલાપામાં અને નાસીપાસીની ગમગીનીમાં ચકચુર હતો, તેથી તેણે તેણીની તરફ ઘણું ધ્યાન આપ્યું નહીં, અને દુકાનમાંથી ઉતરવા જતો હતો, તેટલામાં પાછલથી

તેણે બીજી બાઇડીને તેણીની સાથે જરા પંચાતી કરતી સાંભળી, તેથી તેનું ધ્યાન તે તરફ ખેંચાયું, અને તેથી તેણે પાછું ફરી જોયું. તે વારે પેલી જુવાન સ્ત્રીએ તેને હાથની નીશાની કરી થોભાવ્યો. આ વખતે તેને આ છોકરીની ખુબસુરતીનો અભ્યાસ કરી લેવાને અચ્છી તક મળી અને તેણે નિચે પ્રમાણે વિચાર કીધોઃ—

"આવી ખુબસુરતી આગળ હું બલાપાનો મારેલો ઉભો રહી શું કરૂં? એ તો કોઇ મોટી પૈસાવાળી દીસેછે અને હું એક ભીખારી કોઇની દાદવગરનો રખડતો છોકરો! હાલતો એ કયાં અને હું કયાં? એને મારૂં શું કામ હોય!" એમ વિચાર કરી તે એક સીડી પરથી નિચે ઉતરયો, તેટલાંમાં પેલી છોકરી બહાર આવી અને બોલી "ઉભો રહે. ભાઇ તું કયાં જાયછે? મારે તારી સાથે વાત કરવીછે." "બોલો બાઇ, હું તમારો ચાકર છું." ખુશરૂએ જવાબ આપ્યો, અને આ ખુબસુરતીની તારીફ કરતો, ગભરાતો ચુપ ઉભો. જેમ તે ગભરાયો હતો તેમજ તેણી પણ ગભરાઇ હતી. તેણીના મોઢાં ઉપર લોહી જોસ ભર વહી આવ્યું હતું, તેનો તે પુરાવો આપતું હતું. તેણીએ ખુશરૂને ઉભો રાખ્યો હતો તે ફકત સખાવતના કામ માટે. તેણીએ ખુશરૂને હોરાજી વચ્ચે જે વાત થઇ હતી તે સાંભળી હતી, અને તે ઉપરથી સમજી ગઇ હતી કે ખુશરૂ ગરીબાઇના હુમલા તળે કોઇ સારૂં આદમી છે, અને તેથી તેને મદદ કરવાનો ઠરાવ કીધો હતો.

તેણીએ પુછયું, "તને ચાકરીની ઘણી અગત છે વારૂં?

"શીરીન એવી હુજડાઇ ના કર, જો હું તો તને ના કહું છું, અંહ!" પેલી બુઢીબાઇએ કહ્યું. "કંઇનહીં કાકી, આજે તો મને ગમે તેમ કરવા દો. મને આ છોકરા સાથે કામ છે," શીરીને તેણીને જવાબ આપ્યો.

"પણુ તારો બાપ!" દીના કાકી બોલ્યાં. "બાવા હું કરૂંછું તેમ કરવા દએ છે" શીરીને જવાબ આપ્યો.

"પણ આએ દુકતાને શીરીન આપણે ઓળખતાં નથી."

આ બધી વાત ઘણી આસતે થઇ હતી, તે છતાં ખુશરૂ આ બે સ્ત્રીઓ વચ્ચે પંચાતી થતી જોઇ જરા દુર જઇ ઉભો. શીરીન દીના કાકીને તાબે થાય એવી હતી નહીં.

"બાઇ કેમ જવાબ નથી આપતો? તેં હમણા આએ હોરાજીને કહ્યું કે મને કામ જોઇયે છે," શીરીને પુછ્યું.

"હા બાઇ, તે ખરૂં છે. મને કામની ઘણીજ જરૂર છે."

"અને કોઇપી જાતનું કામ હશે તો ચાલશે કે નહીં? અલબત પગાર ઘણો સારો આપવામાં આવશે."

" બાઇ મને ચાકરીની જરૂરછે પછી તે ગમે તેવી હોય! હવે તો તમારા ઘેરનો ઓરડો વાલવા કહેશો તો તે પણ વાલીશ. તમો મને એક ઘાતીનું કામ કરવા કહેશો તો તે પણ કરીશ. મને મારાં વહાલાંનું પેટ ભરવું છે તો કોઈ પણ કામ કરવા તૈયાર છું."

"તારાં વહાલાં! અહ! તું પરણેલો હશે, અને તારી જુવાન બાયડીનું અને જો છોકરાં હોય તો તેઓનું પણ પુરૂં કરી શકતો ન હશે."

"નહીં બાઇ, એટલો ભાગયવાન છું કે હું પરણેલો નથી, નહીં તો આવા વખતમાં બાયડીના તાણા ખમવા પડતે. મારી રંડાયલી માય અને મારી એક પુરી નાની બેહનછે, તેઓ સિવાય મારાં બીજાં વહાલાં કોઇનથી."

"હું ધારૂંછું હું તને સારી ચાકરી આપી શકીશ, પણ જો તે કામ કરવા તારી ખુશી નહીં હોય તો?"

"નહીં બાઇ, ફરમાવો, શું કામ છે! બનશે તો હું જરૂર કરીશ?"

"જો સાંભળ, મને એક પુરો ભાઇ છે પણ તે બહાર ગામછે. તેને પણ તારી માફક ચીતારો પાડવાનો સોખ હતો અને તે પોતાની પાછલ ઘણા ચીત્રો દોરી અધુરાં રહેવા દઇ ગયો છે. તે હવે તેની દરકાર કરતો નથી, પણ તે મને બહુ વહાલાં છે. તે તારે તારા તેસ્તને અનુસરતી રીતે પુરાં કરવાં. અમારો બંગલો બહુ મોટોછે, અને મારી પુરતી ખાતરી છે કે મારા બાવાજી તને એ કામ માટે મારા બંગલાંમાંજ એક જુદો ઓરડો આપશે. હું મારા બાવાને કહીશ કે તારી સાથે બધી ગોઠવણ કરે, હાલ તુરત તો આએ કાર્ડ ઉપર મારૂં નામ છે તે લે."

તેણીએ એક હાથી દાંતના કેસમાંથી ખુશરૂને પોતાનો કાર્ડ આપ્યો. બુઢાં દીનાકાકી તો એક હાથ ઊપર બીજો હાથ ચહડાવી તે વતી ગાલ ટેકવી ગુપચુપ ઉભાં હતાં. પેલો કાર્ડ લઇ ખુશરૂએ વાચ્યોઃ—"શીરીનબાઇ દારાબશાહ નાણાવટી!"

આ નામ વાંચી ખુશરૂ ચોંક્યો અને એક પગલું પાછલ હટયો. તે જોઇ શીરીને પુછ્યું, "તું મારા બાપને ઓળખતો જણાય છે, પણ તેમાં નવાઇ જેવું કાંઇ નથી, મારા બાવાને તો દરેક જણ ઓળખે છે."

બીજી બાજુ ઉપર દારાબ નાણાવટી જેવા શેઠયાની છોકરી દુકાને દુકાનેથી પકડી લોકોને ચાકરી રાખેછે તે વિષે લોકો શું બોલશે, તેનો વિચાર દીના કાકી કરતાં હતાં.

દારાબ નાણાવટીની છોકરી ખુશરૂને મદદ કરવા તૈયાર થાય, અને ખુશરૂ તે મદદ કબુલ રાખે! ખુશરૂએ વિચાર કીધો કે "મારી માય અને બેહેન તંગીમાં પડેલાં છે, અને આ સારી તક જવા દઇશ તો મને બીજી તક કોણ જાણે ક્યારે મળશે? દારાબ નાણાવટીએ તેમને ઘરબાર વિનાના કરી મુકયાં, પણ તેમાં તેનો કાંઇ ઘણો વાંક નહીં કહેવાય. તેણે રૂપીઆ ધીરયા, અને લખતની સરત પ્રમાણે પાછા રૂપીઆ લેવાને દયા વગરનાં પગલાં ભરયાં. પણ દારાબ નાણાવટીને બદલે કોઇ બીજું હતે, તો તે એમ નહીં કરતે કે?"

એવો વિચાર કરતો હતો, એવામાં જતી વખતે શીરીને પુછ્યું, "ત્યારે મારા બાવાને કહું કે? તું ખુશી છે કે?

"હા બાઇ, હું તદન ખુશીછું."

"ઠીક છે ત્યારે, તારૂં સરનામું કહે."

ખુશરૂ જરા ગભરાયો, પણ બીજજ પળે પોતાનું નામ ફેરવી કહ્યું, "મારૂં નામ લીમજીભાઇ દોરાબજી મેહતા છે. હું કોટમાં મરઘા સેરીની ગલીમાં રહુંછું,"

શીરીને નામ લખી લઇ, ગાડીમાં બેસી ચાલુ મુકયું.

ખુશરૂ થોડુંજ જાણતો હતો કે આ ગાડી દારાબશાહ નાણાવટીએ તેના બાપના નાણાથી ટકાવી રાખી હતી, નહીં તો તે કયે દહાડેની કહાડી નાખવી પડતે. તે થોડુંજ જાણતો હતો કે દારાબના કરપીણ કરતુકોથી તેઓ હેરાન થતાં હતાં. ખરી વાત છે કે નાદરશાહ ચીનાઇના બે લાખ રૂપીઆથી દારાબની પેહેડી ટકી રહી અને તેમાંથી તેણે બીજા લાખો રૂપીઆ પેદા કીધા હતા. ખુશરૂ ઘર ગયો અને તેના મનમાં દગદગો પેદા થયો. જે ધણીએ તેમના ઉપર સખતાઇ વાપરી તેમને નાગા ભુખ્યાં કીધાં હતાં તેને ત્યાં ચાકરી કરવી લાજમ?

ખુશરૂને એવા ઘણા વિચારો આવ્યા કે જેથી તેણે પોતાને ઠપકાને પાત્ર ગણ્યો, પણ આખરે તેણે ઠરાવ કીધો કે "નહીં બસ જવું, તક ખોવી નહીં. દારાબનો એમાં મોટો વાંક નથી."

ખુશરૂ લાગત એ ત્રણ દહાડા પોતાના ઘરના ઓટલા ઉપર ઉભો રહી વખત કહાડતો હતો, કારણ કે પોસ્તનો સિપાઇ તેના છુપા નામનું કાગજ લાવે અને તે જો તેની માય જોયતો કાંઇ પણ સવાલ પુછયા વગર રહે નહીં.

ત્રીજે દહાડે તેને દારાબનું કાગજ મલયું, જે નિચે પ્રમાણે હતું:—

"શેઠ લીમજીભાઇ, મારી છોકરીની મરજી પ્રમાણે હું મારા છોકરાના ચીત્રો પુરાં કરવા તમને ચાકરી રાખવા ખુશીછું. મારા ઘરમાં તમને ઓરડો મળશે, જયાં તમો રહી પણ શકશો. પગાર મહીને ૧૦૦ રૂપીઆ આપીશું, પણ મને એટલુંજ જોઇયે છે કે તમારે કોઇ સારા માણસની ભલામણ આપવી. લા૦ દારાબશાહ નાણાવટી"



પ્રકરણ-૧૭.

## નાણાવટી હોલ.

છે નીમક હરામના એલકાબનો દર,
તેથી ગમે એટલો ઢાંક પીછોડો કર,
પણ પાપ છુપું હરગેજ રહેતું નથી,
આખર ફુટશેજ તે પણ તુજથી.

તુરતેજ ખુશરૂ પોતાની કોલેજના એક મીત્ર પાસે ગયો. આ મિત્ર મોટો પૈસાવાલો હતો, અને તેથી ખુશરૂએ એવા મોટા

સાથે ઓળખાણ જારી રાખવી ખોટી છે, એવું સમજી તેને પડતો મેલ્યો હતો, પણ 'ગરજ વિચારી બાપડી.' તેને આ વખતે તેને ત્યાં જવું પડયું.

આ દોસ્ત પૈસાવાલો શીખેલો હતો પણ તેના છાપરાંના એક:દ બે નળીયાં ખસેલાં હતાં. "કેમ ખરશેદ, છુપાં નામે દારાબ નાણાવટીને ત્યાં રહેવાનું કારણ? અંહ! હું સમજયો કાંઇ પ્યારની વાત હશે, કેમ? તેની છોકરીમાં ડોળો ખોવાયો છે શું?" "નહીં દોસ્ત, મેં તેણીને મારા જનમમાં એક વાર અને તે પણ થોડીજ મીનીટ જોઇછે. મને તેને ત્યાં ચાકરી રહેવું છે અને ખરું નામ નથી આપવું." પેલા દોસ્તે દારાબશાહ ઉપર ચીઠી આપી, જે લઇ તે દારાબ નાણાવટીને ત્યાં જવા નિકળ્યો.

હવે દારાબે પોતાની છોકરીની આ હુજડાઇને કેમ ઉત્તેજન આપ્યું હતું તે જોઇએ.

શીરીનનું બાપસાથે ઘણું ચાલતું હતું. દારાબ પણ તેણીને હદ વિનાનો ચાહતો હતો. તે પોતાના છોકરાને ધિક્કારતો હતો અને છોકરો તેને ધિક્કારતો હતો અને તેથી ખુદરતી રીતે તેનો બધો પ્યાર એક પુરી છોકરી ઉપર હતો. શીરીનને તેણે ઘણી સમજાવી પણ તેણી હટી નહીં. કીસમતનો લેખ એવો હતો કે ખુશરૂ તેને ત્યાં આવે અને તેના પાપોથી વાકેફ થાય, તો ખુદરત સામે દારાબનું શું ચાલે?

ખુશરૂ બંગલાના દરવાજા આગળ આવી પુગયો. બંગલો જોઇને તે છક થઇ ગયો. બાગ એટલો વિસ્તારી હતો કે તે જોઇ ખુશરૂ દંગ થઇ ગયો, ઝાડપાન વચ્ચેથી તે અંદર બંગલા તરફ ચાલ્યો, પણ પોતાના વિચારોમાં ને વિચારોમાં થોડુંક આગલ ચાલેછે, તેટલાં ઝાડોમાંથી કોઇ દુઃખમાં પડેલાંનો અફસોસ કરવાનો સાદ તેના કાન ઉપર પડયો. તે તરફ તેનું ધ્યાન ખેંચાયું પણ ઝાડ આડે હોવાને લીધે તે કોઇને જોઇ શકયો નહીં જે તરફથી સાદ આવ્યો હતો તે તરફ તે વળ્યો, અને જોય છે તો બાગના એક ખુણામાં એક બુઢો ઇરાની એક મોટા પથ્થર ઉપર બેસી, ગુંટણ ઉપર હાથ ટેકી, તે વતી માથું દાબતો ભોંય તરફ જોતો બેઠેલો હતો. ખુશરૂ તેને જોતો થોડે દુર ઉભો તે વારે તે બોલ્યો, "અહુ ખુદા! અહુ ખુદા! કેમ ખમેચ!"

ખુશરૂની લાગણી ઉસકેરાઇ અને પછવાડેથી જઇ તેના ખભાં ઉપર

હાથ મુકેછે તેટલાં તે ફરીને બોલ્યો. "તું કુણ છે? બુલ કુણ છે? ને કાંથી ઓવીચ?"

"હું તો કોઇ પારકો છું, મેં હાય અફસોસનો અવાજ સાંભળ્યો તેથી અહીં આવ્યો."

"પારખા છે! ખરા બુલેચ? તું પારખા છે? બોલ બોલ તું પારખા છે કે?" આ ઇરાનીએ પસીને ગરકાવ થઇ પુછ્યું, અને ખુશરૂ તેને પાછો જવાબ આપે તેટલાં તેની સાંમે ટીકી ટીકી જોઇ બોલ્યો, "બરાબર છે. તું પારખા છે. આ જાગા બહુ ખરાબછે. તું આહીં શું કામ આવીચ? જા પણ હમણા હું કાંઇ બોલી કે? કુઇ કુઇ વકત હું શું બુલેચ તે ખબર નહીં રહેચ. હું કાંઇ હમણા ખારાબ બુલી કે? હું કાંઇ હમણા એવી બોલી કે તારા લોહી થંડા થઈ ગયા?"

"ભલા આદમી, તું એટલો ગભરાયછે કાંય? તું હમણા શું બોલ્યો? કાંઇ નહીં. તું એટલું બોલ્યો કે 'ઓ ખુદા હવે કેમ ખમુ.' થંડો પડ, મેં બીજું કાંઇ સાભલ્યું નથી. મેં તને હાય મારતાં સાંભળ્યો તેથી હું અહીં આવ્યો."

"હું કાંઇ નહી બોલી? ખુબ, પણ સાહીબ હું કુઇ વખત એવું બોલેચ કે બીજા લોકો અજબ થાઇછ ને તેની માયની નહીં સામજ્જ્ચ. હું કાંઇ તેવું બોલી તો નથી? હું શું કરેચ? હું બુઢ્ઢી થઇછ, મને પાંનચ એંસી વરસ થઇછ. આએ બધા નાણાવટીછે તેના હું માલી છે. હમણા દારાબછે તેના બાપ બાહુ અસરાફ આદમી હુતી. બાહુ મજાની મોણીસ. મારાપર બહુ દયા કરતીતી. તેના નીમક ખાધીછ અને હવે બુઢી થઇછ લો તેના છોકરા સાથે હવે નીમક હરામ કેમ થાય છ? અને તેને કેમ ફસાવેચ!"

"નહીં નીમક હરામ નહીંજ થવું જોઇએ, અને તેને ફસાવાનું હોય શું જે તું તેને ફસાવે." આ બોલથી પેલા ઇરાની માલીનું મગજ તેના અસલી ખ્યાલથી પાછું ફરયું, અને જાણે ખુશરૂ તેની આગલ ઊભોછે કે નહીં તેની ખબર નહી હોય તેમ બોલવા લાગ્યો,

"બાધા લોક દારાબને સારા આદમી ગણેચ. હુંજ તેના પાપ જાણુંચ! ખુદા! મારા મોત આપ કે હું દુઃખી નહીં થાયછ." એમ બોલી તે માથું નિચે નમાવી પાંચેક મીનીટ ધુજતો બેસી રહયો, પણ પાછું ડોકું

ઊંચું થયું કે ખુસરૂને જોઇ ગભરાયો. "તું ગઇ નથી ? હમણાં હું શું બોલી? કાંઇ નવું બોલી કે? હું ગાંડાછે, મારા બોલવાપર શક નહીં લઇ જાયચ. હું ઘણીવાર તારી આગળ ઉભા નહીં રહેચ." એમ કહી ત્યાંથી ઉઠી ચાલી ગયો.

ખુશરૂએ તેને ઘેલામાં ખપાવી અંદર ઘર તરફ ચાલુ મુકયું, અને શીરીનને મલવાના વિચારમાં ઇરાનીને વીસરી ગયો. તેને એક ઓરડો દેખાડવામાં આવ્યો, જે તેના માટે ખાસ જોઇતા સામાનથી સીણગારેલો હતો, ત્યાં તે તરતજ પોતાને કામે મંડયો, પણ કામની વચ્ચે તે તેની માય બેહનને ઠગતો હતો તેનો વિચાર તેને હરદમ આવ્યા કરતો હતો.




## ઓલખાણ અને નાસીપાસી.

નજરનું દેખેલું પણ ખોટું ઠરે છે,
ખુશાલીથી પણ કોઇવાર આદમ મરેછે.

ગુલ નિશાળમાં શીખવવા રહી હતી પણ તેણી ત્યાં અદેખાઇનો ભોગ થઇ પડી હતી. બીજી છોકરીઓ ત્યાં કેટલો વખતની શીખવવા આવતી હતી તેઓને કાંઇ પણ આગલ વધાર્યા કરતાં તે સ્કુલના વડાએ ગુલને તેણીની લાયકી જોઇ રફતે રફતે વધારી હતી, તેથી પેલી બીજી છોકરીઓને અદેખાઇ અને વેર ઉત્પન્ન થયાં હતાં. આ છોકરીઓમાં એક નાજાં કરી છોકરી હતી, તે બીજીઓ કરતાં ઘણી હુશીયાર હતી પણ ગુલને પુગે નહીં, તેથી તેણીને વધવાનો ચાનસ મળ્યો નહીં હતો, અને તેથી તેણી ગુલ તરફ ધિક્કારની નજરે જોતી હતી, પણ એ ધિક્કારથી ગુલને કેવું દુઃખ ઉત્પન્ન થશે, તે આપણે પાછળથી જોઇશું, પણ હાલ એક બનાવ બન્યો તે ઉપર ટુંકમાં ધ્યાન આપીશું. એક દહાડો તે નિ-

શાળના વડાએ એક પોતાના ગરીબ મિત્રને મદદ કરવાને અર્થે મુંબાઇ શેહેરના હોલમાં એક કાંનસર્ત ( ગાનારી મંડલી ) ઊભી કીધી, અને એક રૂપીઆની ટીકીત રાખી. આ વડો ઇંગ્રેજી શીખેલો હોવાથી, ઇંગ્રેજોની નકલ કરી કોનસર્તમાં તેણે સઘળી સ્ત્રીઓને સામેલ કીધી હતી અને તેમાં આપણી વારતાની ગુલને પેહેલું નંબર આપ્યું હતું.

કોનસર્ત શરૂ થયો અને ગુલ પીઆના ઉપર ગાતી ગાતી, ભેગાં થયલાં લોકો તરફ નજર કરે નહીં તેટલામાં તેણીના દિલમાં એક વીજલી સમાન આંચકો લાગયો. જે ગીત વજાડતી હતી અને ગાતી હતી તે ગીત જો તેણીને પક્કું આવડતું નહીં હતે તો તેણી આ વખતે જરૂર અચકી પડતે, પણ ઘણીવાર બનેછે તેમ તેણીનું ધ્યાન બીજેજ ઠેકાણે ગુંટાયું અને હાથે બીજુંજ કામ ચાલ્યા કીધું. આ આંચકો શાથી લાગ્યો ? ભેગા મલેલા લોકોમાં એવો કોણ હતો કે જેને જોઇ ગુલ ચોંકે ?

શોહલ, ગુલનો વહાલો શોહલ, પોતાના હંમેશના પોશાકમાં ત્યાં રૂપીઓ ખરચી, આવી બેસી સાંભળતો હતો. તેની ઉપર ગુલની નજર પડી હતી. તે પણ ગુલને નિહાલી જોતો હતો. પણ આહા ! ગુલેતો તેને ઓલખ્યો, પણ ગુલનો ચેહેરો જો કે ખુબસુરતીમાં ઓછો થયો હતો નહીં, તોપણ ગરીબાઇ અને તગીની ફીકર ચીંતાથી બદલાઇ ગયો હતો, તેથી, અને બીજું એ કે શોહલ એમ જાણતો હતો કે ગુલ સુરતમાં હતી, તેથી તેને કાંઇ એવો વિચાર નહી આવ્યો કે, આ ગુલછે. તે નિહાલી જોતો હતો તેનું કારણ એ કે તેને આ મોહડું ગુલના જેવું મલતું લાગ્યું હતું.

બીજી બાજુ ઉપર ગુલ એમ સમજી કે, કોનસર્ત ખલાસ થયા પછી મારો શોહલ મને મળશે, પણ નહીં. આપણે જાણીએ છીએ કે તેને કાંઇ એવો વિચાર આવ્યો નહીં હતો, કે આ ગુલ પોતેછે, તેથી તે તો કોનસર્ત પુરો થયો કે ચાલી ગયો.

શોહલને બીલકુલ ખબર નહી હતી કે, ગુલ મુંબઇમાંછે. તેણીએ તેને એકાદ બે કાગજ લખ્યાં હતાં પણ તે તેને પુગયાં ન હતાં, અને તેથી તેણે ગુલ ઉપર કાંઇ જવાબ પણ મોકળ્યો ન હતો. અને તે ઇરાનથી ઠીક કમાઇ એકાદ બેજ દીવસનોજ પાછો ફર્યો હતો. આ સામટા માહા બનાવોથી ગુલ એમ વિચારતી હતી કે તેનો શોહલ તેને બેવફા થયો છે, અને ગુલ-

ને એમ દીસવા લાગયું કે, શોહલને હવે ગરીબ ગુલ ગમતી નથી, અને તેથી શોહલ પૈસાને પરણવાનો જે ધિક્કાર બતલાવતો હતો અને તે ઉપર ગુલ આગલ લાંબી વાતો કરતો હતો, તે સઘલું તેણીને યાદ આવતું હતું. કોનસર્ત પુરો થયો અને રસ્તામાં તેની માય સામે મલી. ખુશરૂ દારાબ નાણાવતીને ત્યાંજ રહેતો હતો, અને ગુલ રાત્રે એકલી કેમ આવશે તેની પીરોજાને ફીકર લાગી, તેથી તેણી તેને લેવા ગઈ હતી. બેઉ માય દીકરાં ઘર તરફ મુગાં મુગાં આવ્યાં, પણ ગુલ શોહલના વફાપણા ઉપર આખે રસ્તે વિચારો કર્યા કરતી હતી.



પ્રકરણ ૧૯

## નાનાભાઈ જંગબહાદુર.

છે આ મતલબી દુન્યા, છે આ મતલબનુંજ ઠામ;
મતલબ સિવાય આ દુન્યામાં બીજું શું કામ ?

કોનસર્તમાં આ બનાવ બનયો તે વારે ત્યાં બીજો તાગરો ઘડાતો હતો, તેની બીચારી ગુલને શું ખબર! પેહેલીજ હારમાં ત્રણ શેઠયાઓ બેઠેલા હતા. એક ફક્કડ બરમુછયો જવાન હતો. બીજો લાંબટાંગ બોખો શેઠયો હતો અને ત્રીજો એક દુન્યા ખાઇ ગયલો મહાન પુરૂષ હતો. પેહેલાના ગજવાં ઝાટકી ઝાટકી કાહાડે તો ત્રણ ફદીયાં સિવાય બીજું માફ. તેવણનું નામ માણેકશાહ હતું, પણ તેના દોસ્તોમાં તે માખી જંગને નામે ઓલખાતો હતો, કારણ તેને માંખ મારવાનો બહુ શોખ હતો. બીજો શખસ નાનાભાઇ જંગબહાદુર હતો અને તે હૈદરાબાદવાલા શેઠ નસરવાનજી જંગબહાદુરનો એક પુરો નામદાર શાહજાદો હતો. બાપના મરણું પછી મુંબાઇ આવ્યા પછી, આ ત્રીજા શખસની સોબતીમાં એક દહાડો આડી નજર કરતાં કોઇએ એક તમાચો એવો તો જોરી કહાડયો હતો કે બત્રીસીમાંના ત્રણ ચાર ગગડી પડયા હતા, અને તે સબબથી મિત્ર મંડલોમાં તેવણ નાનાભાઇ બોખાને નામે ઓલખાતા હતા. ત્રીજો

ખસ તે આપણી વારતાનો નાયક દારાબશાહ નાણાવટી હતો. નાનાભાઈબોખો પોતાની માય ઉપર આધાર રાખતો હતો. તેનો બાપ જીવતાં જીવત નાનુંના લખણ જોઇ સઘળું પોતાની બાયડીને નામે કરી ગયો હતો. આ એક પુરો નાનું માયનો ઘણો વહાલો હતો. અને તેથી માય પાસ પૈસા મેળવી મોટા ખાંચરે ફરી શકતો હતો. દુશમન દારાબે તેને પોતાની તરફ હરી લીધો હતો. અને તેમાં તેની મતલબ સમાયલી હતી. તેને તે પોતાનો જમાઇ કરવા ઇચ્છતો હતો. કોનસર્તને દહાડે તેઓ એક પાસેના હોટેલમાં ખાઇને ત્યાં બીરાજયા હતા.

આપણે આગલ ચાલ્યે તે પેહેલાં આપણે ઉપર જણાવેલાં માખીજંગ સાથ વાંચનારને ઓલખાણ કરાવીશું. આ માખીજંગને એક મધમાખ સાથ સરખાવી શકાય. નાનુના પૈસાના મધ ઉપર તે ભમતો હતો. નાનુંને ફુસલાવી ખુશામત કરી ફુલાવી ગધેડો બનાવવામાં તેને કાંઇ પુછવું પડતું હતું નહીં.

કોનસર્ત શરૂ થયો તેવારે નાનું ગુલને જોઇ ખુરસી ઉપર ફસડાઇ પડી બોલી ઉઠયો, "જોને માકુ, આ આદમ છે કે ફરેસ્તો!"

" વળી ફરેસ્તો કોણ થઇ ગયું ? " દારાબે પુછયું.

"આએ પીઆનો વગાડે છે તે, મેં એવી સંપુર્ણ ખુબસુરતી હજી નથી જોઇ, પણ કેમ તમે એને જોઈ એટલા ચોંકોછો કેમ ? " નાનુએ પુછયું.

ગુલને જોઇ દારાબને પાછલો વખત યાદ આવ્યો, તેને પોતાની જુવાનીનું સુખ દુઃખ યાદ આવ્યું. તેની સાથે પીરોજા પણ યાદ આવી. પીરોજા તરફ તેણે સોગંદ લીધા હતા તે પણ તેને યાદ આવ્યા, અને તરતજ તેને નાદારશાહનું ખુન યાદ આવ્યું, અને તેનું રૂહ તેની સાંમે આવી ઉભું, અને તેથી તે ધ્રુજવા લાગયો, પણ નાનુના પુછવા ઉપરથી તેણે સમયસુચકતા વાપરી જવાબ આપ્યો, " નહીંરે યાર કાંઇ નથી, જરા તાઢ વાગી આવીછે. એક વીસકીનુ ગ્લાસ મારે માટે મંગાવ."

"મંગાવું છું, પણ આએ છોકરી સાથ મને ઓલખાણ કરવી છે; એ મને બહુ ગમેછે. ખોદા જાહે છે, મને હાલ દિલમાં એવું થાયછે કે જેવું મને મારા જનમમાં થયું નથી. ઓલખાણ કરવી બહુ સેહેલછે

એનીજ સ્કુલમાં એક નાજા કરીને માસતરછે, તેની સાથે મને બહુ સારૂં છે. તે કયાં છે? એ એ જો પેલી રહી, આપણી બાજુમાંજ બેઠેલી છે."

દારાબે વાંકો વળી નાજા તરફ જોયું. જોતાનેવાર ખુદરતે તેને ચોંકાવ્યો. આથી નાનુએ અજાયબ થઇ સવાલ કીધો,

"શું છે દારાબશાહ શાહેબ, તમે આજે બૈરાંને જાઇને ચોંકોછો કેમ?"

"નહીરે યાર, તું કાંઇ ગાંડોછે. હજારો બૈરાં સાથે સારૂં, અને વાત ચીત કરે તે આજે બૈરાં જોઇને ચોંકે! ગાંડા મેં કહ્યું નહીં કે મને તાઢ વાગે તેમ થાયછે, તું દારૂ લાવ્યો કે?

દારૂ આવ્યો, તે દારાબે પીધો અને ગમ વીસરાવ્યો પણ વખત જવે તેના મનમાં હજારો બદ વિચારો આવ્યા, અને મનમાં ને મનમાં કાંઈ તાગરો રચ્યા કીધો, અને આખરે નાનું સાથે નિચે પ્રમાણે વાત છેડી:—

"નાનું, તું આએ છોકરી સાથે ઓલખાણ કરવા માંગેછે, નહીં? ઠીકછે, મને લાગેછે કે એ છોકરી મારી ચોક્કસ ઓલખાણમાં છે. કાલનો દહાડો થોભ, જો બચ્ચા, પછી તારો બેડો પાર!"

"એ શું બકોછો દારાબ! બેડોપાર શાનો? અત્યાર સુધી તમારી તેમજ બીજાઓની સાથ બુરાઇ કીધીચ, પણ આએ છોકરી સાથ જો ઓલખાણ પડે તો બધું છોડી દઇ એનો ખરો પ્યાર જીતવાની હું કોશેશ કર્યા વગર રહું નહીં. હું ધારૂં છું કે મારી કેળવણી તેમજ ખાનદાની લોહીથી તે કરવાને હું ફત્તેહમંદ થઇશ."

"તો ઠીક છે, એ છોકરી સાથ તને જેટલીવાર ગમે તેટલીવાર, ગમે તેટલી વાત કરવાને હું તક આપીશ."

"હું તમારો ઉપકાર માનુંછું અને માનીશ."

કૉનસર્ત પુરો થયો. સર્વ જણે રૂખસત લીધી. અફસોસ, નિરદોષ ગુલ કેવી અંજાણી હતી! તેણીના દેખાવે એક નાનું જેવા ચંડાલ બદ હવસીને ખરો પ્યાર શું છે તે શીખવ્યું હતું, અને દારાબે તેણીને જોઇ મનમાં કેવો બુરો ઠરાવ કીધો હતો, તેની તેણીને કેટલી થોડી ખબર હતી! પણ ફીકર નહીં. નેકીની ફત્તેહ છે. નેકી સિવાય બીજું સુખ આ દુન્યામાં છેજ નહીં.



પ્રકરણ-૨૦.

## પૈસે ગરીબ, મને મોટાઇ.

" તવંગરી એ દેલ અસ્ત, નેહ એ માલ ;
બોઝોરગી બે અકલ અસ્ત, નેહ બે સાલ."
પૈસા ગયા ને ગરીબ થયા, મનની મોટાઇ તો રહીછે,
પૈસા રહયા ને બેહયા થયા, એથી વધુ બુરાઈ કયીછે?

બીજે દહાડે સવારના દસ વાગે જમી ગુલ રાબેતા મુજબ સ્કુલમાં શીખવવા ગઇ, તેવારે પીરોજાએ વાસણ ઊજાડી ઘરનું કામકાજ ઝડપમાં કરી પોતાનું સીવવાનું હાથમાં ધર્યું, અને સીવતી હતી તેટલામાં દાદર ઉપર કોઇ ચડયું. પીરોજા સમજી કે મારો ખુશરૂ મળવા આવ્યો, પણ પેલો શખ્સ ઉંબર આંગળ આવી ઉભો કે પીરોજા ચોંકી, "કોણ! દારાબ! દારાબ! તું વળી અંહીં! અમારા ગરીબ ઘરમાં પણ તારાં અવરયાં પગલાં! તને ઘર કોણે દેખાડયું? તને અહીં આવવાનું કામ શું?"

"પ્યાર, પ્યાર મને અહીં લઇ આવ્યો, પ્યાર એજ મારૂં કામ. પ્યાર આંધલો છે. તે કાંઇ ગરીબ તંવગર જોતો નથી. તું ગરીબછે પણ મારી નજરમાં તું જેવી હતી તેવીજ છે, હું તને અસલ ચાહતો હતો તેટલોજ ચાહું છું."

"દારાબ, જે વેલા તું સુરતના મારા બંગલામાં આવ્યો તે દહાડેથી અમારે ત્યાં અબર બેઠીછે, ત્યાં તો તારો હક હતો, પણ આ ઘર અમારૂંછે, અમો જાતી મેહનતે અમારૂં ગુજરાન કરીએ છીએ અને તું અમારી પાસે દોડીયું માંગતો નથી તો તારે અહીં શું કામ આવવું જોઇએ? નિ-

કળ મારા ઘરમાંથી, અમે ગરીબ તો ગરીબ પણ અમારા મનથી મોટાં છીએ."

"ઠીક કહ્યું, બધું ઠીક છે. પણ હું તમારે ત્યાં એક દોસ્ત તરીકે આવ્યો છું" "શું ? દોસ્ત તરીકેજ ?"

"હા દોસ્ત તરીકે. તેમજ આશાભર."

"જા દારાબ, જા તારે માર્ગે બસ, તું જા, તારી બુરી નેમમાં તું કદી ફાવવાનો નથી. તું જાણે કે હું તંગીમાં આવીછું, તેથી તારો નિચ આસરો કબુલ રાખીશ, પણ તે ઉપરથી એમ જણાયછે કે તું મને ઓળખતો નથી."

"પીરોજા ! તને જોઇ મને મારી બધી જુવાની યાદ આવેછે. તેં મને ઘણો ગેરઇનસાફ કીધો છે, પણ તે બધું એક પ્યાર માટે ભુલી જવા તૈયારછું. મારા આજ એકવીશ, બાવીસ વરસના ભુખ્યા પ્યારને દયાની રાહે ખાવાનું આપ ! અને આવી કંગાલ જીંદગી ગુજારતી બંધ થા. તારો સુરતનો બંગલો મારી દોલતના જોરે સીંગારી આપું તેમાં મજાહ કર."

"હું ભુખી રહી પેટે પાટો બાંધીશ પણ તારો નિચ આસરો કદી કબુલ નહીં કરીશ."

"નહી ? હું કેવો બેવકુફ છું કે હમણા કાલાવાલા કરતો હતો ! ઠીકછે નથી સમજતી તો સાંભળ, અએ ચંડાલ, ઠગારી ઓરત, આજ પછી હું તારો હડહડતો શત્રુછું. તુ મને આડકતરી રીતે જંગમાં ઉતારવા તૈયારછે તો ઠીકછે, હુ પણ તૈયારછું."

પીરોજાએ દરકાર કર્યા વગર પોતાનું સીવ્યા કીધું. દારાબ મુગો મુગો ઉભો રહયો અને જતી વખતે બોલ્યો, "ઠીકછે ત્યારે હુ જાવુંછું, પણ હું અહીં એક દોસત તરીકે આવ્યો છું તે એજ કે મને તને એક સલાહ આપવી છે, અને તે એ કે તારી જુવાન મહાતાબ ચેહેરેની છોકરીને મુંબાઇ જેવા શેહેરમાં છડેચોક ફરવા નહીં દેવી. આ કાંઈ શુરતનુ ગામ નથી પણ ભારે વસ્તીવાલુ મુંબાઈ શેહેર છે અને અહીં જુવાન છોકરીઓને માસતર બનાવવું અને છુટાપણું આપવું એ એક વફાદાર, પાક, અને પ્રમાણીક નારને બહુ જોખમકારક છે."

"હું તેથી બીહતી નથી. મને પુરતી ખાતરીછે કે મુંબાઇ તો શુ પણ મુંબાઇથી ચોગણી ચઢીયાતી નગરીમાં પણ એક ઓરત પાકદામન હોય તો તેની આગળ ગમે તેવા મહાજનો નાચાર અને પરેશાન રહેછે. મારી છોકરીના પસીનાનો એક આનો હું તારા એક લાખ રૂપયા સમાન સમજુ છું, માટે જા, મને તારૂં મોઢું વખારે દેખાડતો ના."

"ઠીક છે જોઇશું, થોડા વખતમાં તું મારી આગળ આવેછે કે નહીં તે જોઇશું. ધ્યાનમાં રાખજે કે પછી આવીને કકળશે કે દારાબશાહ હવે મને મદદ કરો તે વારે હું બેહેરો થઇશ અંહ!"

## પ્રકરણ—૧૨.

### શીરીનનો વહાલો.

એકમેકપર દિલ અને એકમેકપર ચાહ
એવાં બંને ચહાનારાનો એકજ છે રાહ.

ખુશરૂનો દહાડો ફેરવાયો હતો. તે હાલ નાણવટી હોલમાં મજાહ મારતો હતો. તેને માટે દરેક પ્રકારની સગવડ કરવામાં આવી હતી, અને જે કામ જે કરતો હતો તે પેલી વકીલની ઓફીસની નકલો કરવાના કામ સાથ સરખાવતાં હજાર ગણું સેહેલું હતું. ગમે તેવારે કામ કરતો અને ગમે ત્યારે બાગમાં ફરતો. શીરીનની ખાસ ભલામણથી તેને એક ઘોડો આપવામાં આવ્યો હતો, જે ઉપર તે ઘણો ખરો દર સહવારે ફરવા જતો. આ સઘળાં સુખો કરતાં ખુશરૂને એક એથી મોટું સુખ હતું, અને તે એકે તેને શીરીનને મળવાની વારંવાર તક મળતી હતી. આ શીરીને તેને રસ્તેથી ઉપાડી ચાકરીધંધે લગાડી અને આવી રીતે ખુશરૂને પોતાની માય અને બેહેનનું ગુજરાન ચલાવવાના સાધણ પુરાં પાડી, પોતાનો ઉમદા સ્વભાવ દેખાડી આપ્યો હતો. આ શીરીને ખુશરૂનું દિલ હરી લીધું હતું, અને તેના દિલમાં પ્યારની

ઉત્પતી કીધી હતી. ખુશરૂ શીરીન સાથે બેહદ પ્યારમાં પડયો હતો. તેઓ આખા દહાડામાં કદાચજ નહી મલતાં, તેઓ સાથે હસી બોલી છુટાં પડતાં, પણ એકાંત વખતે ખુશરૂને તેનું અંતઃકરણ પરાણી ભોઠીને કહેતું હતું કે આ સઘળી વાત તું તારી માયથી છુપાવી ખોટું કરેછે, અને તેથી તું કેટલો નિચ છે તે દેખાડી આપેછે, તે વારે ખુશરૂ અંતઃકરણને સમજાવતો કે ઓરતો આટલું હોય તેનું આવડું કરવામાં ઘણી હોશીયાર હોય છે, અને દારાબ નાણાવટીના સખ્ત વાજબીપણાને મારી માયે ઘાતકીપણાનું નામ આપ્યું છે. એટલું છતાં, એકાંત વખતે ખુશરૂને તેનું અંતઃકરણ સુખે રહેવા દેતું હતું નહીં. તે એકલો હોય ત્યારે ઘણો બેચેન રહેતો, અને બેચેની દુર કરવા તે કોઈ કોઇ વાર શીરીનના ઓરડામાં જઇ તેણી સાથે વાતચીતમાં મશગુલ થતો હતો. એક દહાડો ખુશરૂ સહવારે પોતાના ઓરડાની બારીવાટે બેસી બાગના બહાર અને એવો બોહોલો રલીયામણો બાગ ધરાવનારની જાહોજલાલીનો ઉંડાઇથી વિચાર કરતો હતો, તેટલાં તેણે દુરથી શીરીનને બાગમાં ફરતાં જોઇ. શીરીન બાગના કયા ભાગ તરફ જઇ બેસશે તે તે જાણતો હતો, તેથી થોડોવાર પછી તે પણ બાગમાં ફરવા ઉતર્યો, અને શીરીન આગલ ગયો. તેણી તે દહાડે પાછલી રાતથી શરૂ થયલા દીના કાકીના બકબકરાથી કંટાલી ગઇ હતી તેથી બાગમાં જઇ પીટીટની મુસાફરીનું પુસ્તક વાંચતી હતી. જેવો ખુશરૂ ત્યાં જઇ પુગ્યો કે તેણીએ ચોપડી બંધ કીધી અને દીના કાકીના તાહેલાંથી કંટાલેલી શીરીન જો ખુશરૂ જેવા થોડી પણ ડાહી અને રસીલી વાતો કરનાર સાથ ખાખુશીથી વાતમાં જોડાય તો તેમાં નવાઇ જેવું કાંઇ નહીં હતું. કોઇપણ ચંચલ નાર જોઇ શકતે કે ખુશરૂ કોઇ સારા ખાનદાનનો, અને સંગીન કેળવણી પામેલો નર હતો.

શીરીને ખુશરૂને પીછાણ્યો હતો, તેણી સમજતી હતી કે ખુશરૂ કોઇ સારા ખાનદાનનો હતો, પણ તેણીએ પેહેલવેહલાં જે હાલતમાં તેને જોયો હતો તે વિષે તેણીને અજાયબી ભરેલા વિચારો આવ્યા વીના રહે કેમ? તેની હાલતની ખરી વીગત જાણવાની ખુશી થવાથી તેણીએ તેને આડકતરી રીતે ઘણીવાર પૂછી જોયું હતું પણ પોતાની નેમમાં નિષ્ફળતા સિવાય બીજું કાંઇ હાંસલ કીધું હતું નહીં. ખુશરૂ દરેક વાતનો ખુલાસા-

થી જવાબ આપતો હતો. પણ પોતાની હાલતના હેવાલની વાત ઉપર શી-
રીનને ઘણી બાહોશીથી ઉડાવતો. તેણી વારંવાર મનમાં વિચારતી કે "બા-
વા ગમે તે કહે પણ મારી ખાતરી છે કે બાવાના મોટી મોટી દુમવાલા
અને મોટા મોટા ખીસાવાલા દોસ્તો કરતાં તો લીમજી ઘણો ચઢીયાતોછે."
એમ શીરીન ઘણીવાર વિચાર કરતી હતી.

"લીમજી, આપણે અંહી ઝાડપાનના ઓથામાં છીએ તેથી વખત
જાયછે તે જણાતો નથી. જો, તારા ઘડીઆલમાં કેટલાં વાગયા ?"

જ્યારે પણ શીરીન ખુશરૂને તેના ધારણ કીધેલાં વેષધારી નામથી
બોલાવતી ત્યારે હજારો વિચારો ટોલાંબંધ ખુશરૂના મગજ ઉપર હુમલો
કરતા હતા. અગીયાર વાગતાનો સુમાર થયો હતો અને તેઓ બંને ઘેર-
માં જઇ એક એકને શેકહેન્ડ કરી ગોત પોતાના ઓરડામાં ગયાં, જયાં
ખુશરૂ પોતાના ઓરડામાં જઇ કામે બેઠો, પણ શીરીન: પ્યાર, પોતાની
માય તરફની દગાઇ, તેને એઠલો તો કંટાલો આપવા મંડ્યા કે આખેરે
તેને કામ છોડી બેસી રહેવું પડયું.

સુરજ માથાં ઉપર આવી પોતાના કીરણો સીધા ધરતી માતા ઉપર
ફેંકવા મંડયો, તે વારે ખુશરૂના ઓરડામાં તેબલ પાથરાવા માંડી. ખુશરૂ
તે તેબલ ઉપર પીરસાયલા પકવાનોને પુરતો ઇનસાફ આપવા બેઠો. ભુખ
કકડતી લાગી હતી પણ અફસોસ ! પ્યારના વિચારમાં મગજ એટલું
ગુંટાયલું હતુ કે તે શું ખાતો હતો તેનું પણ તેને ભાન હતું નહીં.

ખુશરૂ દહાડામાં ઓછામાં ઓછો બે વારતો શીરીનને જરૂર મળતો,
એક સહવારે અને એક સાંજે, અને તે બેઉ વખત બાગમાં. હજી સાંજ
પડવાની હતી અને તેને બીજીવાર તેની પ્યારી શીરીનને મળવાની
આશા હતી. વચમાં ચાર કલાક બાકી હતા અને તે ચાર કલાક પ્યારમાં
પીડાના શખ્સને ચારસો સદી જેટલા દીશે તો તે સ્વભાવીક છે.

સાંજ પડી અને તેઓ એકવાર ફરીથી મળ્યા, બાગમાં સાથે ચાલ-
તાં શીરીને પુછયું, "કેમ લીમજી, આજે શું કામ કીધું ?" "આજે તો
શીરીનબાઇ હીમાલ્ય પર્વત ઉપર બરફનો દેખાવ રજુ કીધો. તમારા ભાઇ-
એ બેશક ઘણી ચતુરાઇથી કામ કીધેલું દેખાય છે. તમારા ભાઇની પસંદ

કરવાની શક્તિ એક શખ્સ સિવાય બીજા કોઇમાં હજી મારાં દીઠામાં આવી નથી. તે શખસને એક જંગલમાં ઝાડો અને ત્યાંના દેખાવોનો ચીતાર લેતાં મેં ઘણીવાર દીઠો હતો. તમારો ભાઇ તો ફકત શોખીનછે. પણ તે તો એ ચીજનો ધંધો લઇ બેઠોછે. તેના અને તમારા ભાઇના કામમાં આ બેહુબ મલતાવડાપણું હું જોઊંછું. એકજ કામ! એકજ પસંદગી! એકજ જાતનો શોખ." "તે ધણીનું નામ કાંઇ હશે ની?"

"તેનું નામ સોરાબજી હતું, પણ તેના બાપનું નામ કે અટક ખબર નથી."

"અંહ! સોરાબજીને તમે જોયો છે! વારૂ તેં તેને કયા જોયો?"

"સુરત તરફ." "તેને જોયાને કેટલો વખત થયો હશે વારૂં?"

"કાંઇ ઘણો લાંબો વખત નહીં, બાર મહીના થઇ ગયા."

શીરીન એ સાંભળી તદન મુગી રહી ગઇ. તેણીના સુંદર ધ્યાન ખેંચનારા ચેહેરા ઉપર ઓલો પડયો, અને થોડોવાર તેણી વિચારમાં દલગીર દેખાવે બેસી રહીં, અને પછી ત્યાંથી ઉઠી ખુશરૂ સાથે થોડોવાર બાગમાં ફરી ઘરમાં જતી રહી, પણ ખુશરૂ પોતાના ઓરડામાં જઇ ભીંતોથી ઘેરાઇ એકલો બેસી ઝુરે તે કરતાં બાગમાં ફરેતો વધારે મન બહેલાય, એવી મતલબથી ખુશરૂ બાગમાં કેટલોક વાર ભટકયા કીધો. ભટકતાં ભટકતાં તે ઉત્તર તરફના એકાંત ભાગ તરફ આવ્યો. તે જગયા તરફનો બીહામનો દેખાવ એક ગરંદર જેવા પહાડવાસીના હાંજાં ગગડાવે અને એક પોચી છાતીવાલા માણસની છાતી બેસાડી નાખવાને જોઇએ એટલો અને પુરતો હતો.





## પ્રકરણ-૨૨

## દરવાજા ઉપર.

તું ગમે તે કહે કે બોલું નહીં બોલ,
ખુદરત કહેશે કે જ્યાં તુ બોલ,
તો શીવેલા હોઠ પણ ખુદરત તોડશે,
તારી કાપેલી જીભ પણ ખુદરત જોડશે.

ખુશરૂ બાગમાં ફરતો ફરતો જ્યારે તે ઉત્તર દિશા તરફના પડત ભાગ તરફ આવ્યો ત્યારે તે વિચાર કરતો ઉભો કે દારાબ નાણાવટીની તેને પડત રહેવા દેવાની શી મતલબ હશે? તેની પાસે પૈસાનું જોર કાંઇ કમી નથી પણ 'જુનું તે સુનું' એવો વિચાર કરી તેણે એમ રહેવા દીધું હશે, એવો વિચાર કરતો તે ત્યાંથી પાછો ફર્યો કે કોઇ જુદા માણસના શબ્દો તેના કાન ઉપર પડયા. તે શબ્દો એ હતા કે "પેલા બોરીના ફાતમાંથી મેં જોઇ." ખુશરૂ ફરીને જુવે છે તો પેહેલે દહાડે નાણાવટી હોલમાં તે આવ્યો હતો, તે દહાડે જે ઇરાની માલીને તેણે જોયો હતો તેજ ઇરાની પેલા ઉત્તર દિશા તરફના ભાગની એક બારીના ફરકાની ફાટમાંથી જોતો ઉપલા શબ્દો બોલતો હતો.

તેના ચેનચાળા એટલા શક ભરેલા હતા કે ગમે તેવા સખ્ત મગજમાં પણ શક ઉત્પન્ન થયા વીના રહે નહીં. અને તેથી ખુશરૂ વધુ સાંભળવા બીજી બાજુ ઉપર ઉભો રહયો. કેટલીક મીનીટ સુધી પેલા ઇરાનીએ ડોળા ફારી પેલી ફાટમાંથી જોયા કીધું, અને પછી જાણે તે કાંઇ કમકમાત ભરેલું જોતો હોય તેમ તેનું આખું બદન ધ્રુજવા મંડયું અને ધ્રુજતાં ધ્રુજતાં અરધા બેઠેલા સાદે તે બોલવા લાગ્યો, "શીઠ, ખુદાના ખોતર ઇમ નહીં કરેચ! બેહેસ્તમાં જવાની હોય તો એમ નહીં

કરેચ ! ઓ બાપરે ! કેવા મોટા ખંજર છે ! ખુના ખુના બાપરે મારા જીવ ગોભરાયછ ! શીઠ, ખુદાને ખોતર જવા દેએચ !"

જાણે તે વધુવાર ખુન જોઇ શકયો નહીં હોય તેમ ત્યાંથી નહાસવા લાગયો તેટલામાં ખુશરૂ અને તેની નજર એક થઇ.

"અંહં ! તું છે. નહીં? મેં તુને ઓલખેચ ! તું છૂપા ખુનના ભેદ જાણવા આવીચ ! ભેદ મોટી છે ! તેમાં તારા કોઇ લાગતા વલગતાં નથી ! હું હવે બુઢી થઇચ. હવે કેટલા વરસ જીવેચ ! થોડા રૂઝમાં બેહેસ્તમાં જાયચ ! પછી તું કેમ ભેદ જાણેચ ? મારા શીઠના નીમક ખાધેલા છે. તે હલાલ કરેચ, તુને વાત નહીં કહેચ, સમજીચ? બોલ મેં કોઇ તુને વાત તો નહીં કહીચ ! કાંઇ બોલાતો નથી દીધી? બોલ નહીં તો તારા ગળાં દાબી નાખેચ." આવી રીતે ઉસકેરાઇ જઇ ખુશરૂનો તેને તોતો પકડયો, જે ખુશરૂ તો મચ્છર ઉડાવે તેટલી સેહેલાઇથી છુટો કરી શકયો પછી પેલો ઇરાની વલી બોલવા લાગયો, "જો અંહી આવ બચ્ચા, હું ગોમે તેટલાં બી બોલી હોઉંતો તેના માયના નથી. હું બુઢા થઇચ તેથી કોઇ કોઇ વખત ખ્યાલ કરેચ ને છુરી જોએચ, ખંજર જોયચ. ને ખુન થાયચ તે જોયચ. જોણે ઇક મોણુંસ ઓરડામાં ઉભેલીછે ને બીજા મોણુસ ઉંડા બાર જેવા ઉતરવાના સીડીપર ઉભેલી છે ને તેને પેલા મોણુસ પછવાડેથી ખંજર મોરેચ ને તે પડી જાયચ ને મરી જાયચ. એ બધા ખ્યાલ છે એ બધા ખોટા છે."

આ બોલ બોલતી વખતે પેલો ઇરાની ધુજયો અને કમકમવા લાગયો તેનું વર્ણન ચોપડીમાં કેવી રીતે થઇ શકે? તેની છાતી ધપકતી હતી, તેની આંખો ફુલી પડી હતી. તેના હાથ પગ કંપતા હતા અને નસોમાં લોહી વહેતું બંધ પડયું હતું. આ ઇરાની બુઢાપાનાં ઘેલાં કહાડેચ એમ ખુશરૂ માની શકયો નહીં. તેને લાગયું કે જ્યાં છે ત્યાં પેલા ઓરડામાં ખુન થયું હોવું જોઇયે; એમ નહી તો કાંઇ પણ બીજી જાતનો ભરમ હોવો જોઇયે. દારાબે ખુન નહીં કીધું હોય તો તેના બાપે કીધું હોય, અને ઇરાનીનું મગજ ભુલાવો ખાતું હોય, એમ માનવામાં શું ખોટું છે, અથવા તો કાંઇ ભુત પલીદની વાતો માફક કાંઇ ખુનની વાતો થઇ હોય તે તેના મગજમાં થસી ગઇ હોય એ પણ ખુશ-

રના મનથી માનવા જેવું કાંય નહીં ? ગમે તે હોય, ગમે તે ભરમ હોય પણ ખુશરૂએ તો તેનો ભેદ મેલવવાનો ઠરાવ કીધો, પણ તે સઘલું પેલા બુઢા ઇરાનીને થંડો પાડી તેની સાથે મલી જઇ, કાંઇ વાત કહાડી લએ તોજ બને, નહીં તો તે થોડા દિવસમાં ઢપી જાય, તો તે ભરમ અને તેનો ભેદ તે સાથેજ લેતો જાય અને પછી બધું ત્યાંનું ત્યાંજ રહી જાય.

"ભલા માણસ થંડો પડ. ખોદાને ખાતર જરા ધીરજ પકડ બુઢાપો અને વલી તેની સાથે આવા આવા ખોટા ખ્યાલોથી વરસ પછી તું મરતો હશે તો કાલેજ મરી જશે. ચાલ આપણે અહીંથી જતા રહીએ."

"હા ચૅાલ ચૅાલ, પણ તું કેઇચ કે મારા ખયાલ ખોટી છે, પણ નહીં, તુને ખબર નથી. બધા વાત ખરા છે. પણ હું તુને કોંઇ નહીં કેહેચ. હું આ જાગાએ આવવા નહીં માગેચ પણ કુન જાણેચ મને અહીં કોણ લાવીચ, હું દરરૂઝ અહીં આવેચ અને પેલા ફાટમાંથી જોએચ તો મને તે દહાડે મેં જોઇતી તેવા ખુન દેખાયચ."

ખુશરૂએ બરોબર તે બારી ધ્યાનમાં રાખી અને પછી તાલમેલ કરી પુછ્યું "તને ચાકરી કરતાં કેટલા વરસ થયાં ?"

"બહુ જુની, બહુ જુની ચોકર છે. નિમક હલાલ છે. ચશમ સરમછે. હું બહુ નોલી ઉતી ત્યારની અહીં રેલીછું. તો બુલ હવે મરતી વકતે મારા દારાબશાહ શેઠને હું ફસાવેચ ? લ્યાનત છે, ગુનાહ છે, તોબાહ, નિમક હરામ ! ગોનાહ ! ખુદા પહનાહ ! તોબાહ ! બામુન ખબરદાર, તું નીમકહરામ નહીં થાયચ ! નીમક હરામી લાઝમ નથી. ઇરૂનના બચ્ચાને નિમક હરામી લાઝમ ? ખોદા પનાહ ! પણ મેં એવો ખુન કોઈ દોરે નહીં જોયાતા."

એવી એવી રીતે વાતો કરતાં ઇરાનીએ ખુશરૂના મનમાં સાબુત શક ઉત્પન્ન કીધો કે દારાબે કોઇનું ખુન કીધું હોવું જોઇયે અને હવે તો તેની તપાસ કરવાનો તેણે મજબુત ઠરાવ કીધો.





પ્રકરણ-૨૩.

## નાજાનું કપટ.

અદેખાઇનું ભોજન હોય બીજુ શું પણ વેર ;
જે નથી જોતું તલવાર ખંઝર કે ઝેર.

આગથી બળતો અને ઉકલતાં લોહી સાથ જેવારે દારાબ પીરોજાના દરવાજા બહાર નિકળ્યો તેવારે તેણે મજબુત ઠરાવ કીધો કે ગરીબ આસરા વગરની મગરૂબ પીરોજાની મગરૂબી તદ્દન નિચી પાડવી. તેને નાનપણથીજ કેહેર હતો અને તેના જમાનામાં પણ તેને કોઇના મોઢામાંથી પોતાને માટે બદ સખુન સાંભળ્યા નહીં હતા, તો આવી એક કંગાલ નાર તેના ઊપર ફાવે તે તેને દેખઇતું ચીડ અને જનુન ઉપજાવનારૂં હતું. પીરોજાનું ઘર છોડી તે કયાં ગયો? નાનુને એક હોટેલમાં મલવા વચન આપી ગયો હતો તેથી તેણે તે તરફ પોતાના પગો દોડવ્યા. તેણે નાનુને ગુલ સાથ ઓલખાણ કરાવવા કબુલ્યું હતું પણ ખુલ્લું છે કે જો પીરોજા તેને આવકાર દેતે તો દારાબ ગુલને નાનું જેવા બદમાસ સાથે ઓલખાણ થતી અટકાવતે, પણ પીરોજાએ તેને તુચ્છકારી કહાડયો, તેનું વેર કોણ ઉપર લએ? માય તે કોણ અને દીકરી તે કોણ? બધું સરખું છે. ગુલને બે આબરૂ કરવી એજ દારાબના કીનાને પુરતુ ભોજન હતું.

નામદાર નાનાભાઇ હોટેલમાં બેસી ઉવીસકીની બાટલી સાથ જરા હાથ ચાલાકી કરતા હતા. તે એકલો હતો ત્યારે તેની ઊપર ભમતી આંખ કયાં ગઇ હતી? જે દહાડેથી નાનુ સાથ ઓળખાણ થઇ હતી તે દહાડેથી આજેજ તે પેહેલી વાર છુટો પડયો હતો. સાથે ખાવું, સાથે પીવું, સાથેજ સુવું પણ આજેજ નાનુએ કાંઇ બહાના કહાડી તેને થોડા રૂપીઆ ઝટકી તેને એકાદ દહાડો ખસ્તો કીધો હતો.

"કેમ દારાબશાહ મારૂં કામ પાર પાડ્યું કે! હવે તમે મને પેલી છોકરી આગલ કયારે લઇ જાવોછો?"

"અફસોસ નાનુ! તું જાણે કે હું તને વીસરી ગયો, પણ તું ભુલે છે. જે છોકરીને આપણે જોઇ હતી, તેને મેં બરોબર ઓળખી નહીં. તે તો કોઇ ભલતી છોકરી છે. દારૂની મોકાણમાં હું જાણું કે તે મારા દોસ્ત પેસતનજી પટાકની છોકરી હશે, પણ ભુલ થઇ." "થઇ રહયું ત્યારે."

"હું શું કરૂં યાર! પણ તું એમ ધારેછે કે મારા જેવો શખસ એવું નજીવું કામ નહીં કરે શકે? જો હું તને તાલ દેખાડું."

"એવી તાલ તો મારો માકુ પણ દેખાડતે."

"જો તને એ કામ કરવું હોયતો એ તારા મકાઇ દોરાને પડતો મુક સાથે ફરવા હરવા અને દારૂ પીવાનું અને હસી બોલી રીઝવવાનું કામ તેને સોંપ, વખત જવે તે ઘડાશે. જો સાંભળ, તે દહાડે પેલી નાજાં નામની બીજી છોકરી હતી તેને તું ઓલખેછે એમ તું કહેતો હતો, નહી વારૂં?"

"હા, હું તેને ઓલખું છુ."

"તે હું ધારૂં છું આપણને કાંઇ પતો આપશે."

એટલી બધી લંબાણે જવું એ કઢંગું દીસેછે પણ ચાલ હું આવવા કબુલ છું. મારી ગાડી બાહાર ઉભેલી છે. ચાલ ત્યાંજ ચાલુ મુકયે."

"હું પણ નાજાંને જોવા માગુંછું." દારાબ બોલ્યો, પણ નાજાંને જોવાને તે કેટલોક ઇનતેજાર હોય એવી ઢપમાં આ બોલ બોલ્યો હતો પણ નાનુને તો કાંઇ પણ શક ઉત્પન્ન થયો નહીં.

તે ભણેલો હતો, તર્કશાસ્ત્ર, ખગોલ અને ભુમીતી વીદ્યા વગેરેનો અભ્યાસ કીધો હતો, ઘણી ચોપડીઓ તેણે વાંચી હતી, પણ જે તે વાંચે તે ત્યાનું ત્યાંજ રહેવા દેતો હતો. સઘલા ભંડોલનો ભાર સાથે લઇ ફરવામાં તેને કંટાલો ઉપજતો હતો.

તેઓ નાજાં જે ઘરમાં રહેતી ત્યાં જઇ પુગ્યા, ઘરનો આગલો ઓરડો ઘણોજ સરસ ફેશનથી સણગારેલો હતો, જેમાં નાજાં એક કોચપર પડી ચોપડી વાંચતી હતી. તેણી બેશક ખુબસુરત હતી પણ બેદરકારી અને ખરાબ મીજાજે તેણીના બદન ઉપર કીધેલી અસર દેખાતી હતી. તેણી બેઉ ગ્રહસ્થોને જોઇ ઊભી થઇ અને તેઓને ખુરસી ઉપર બેસાડયા.

નાનુએ દારાબને ઓલખાવ્યો પણ અઠક અને ધંધો કહેવાના અખાડા કરવા દારાબે નાનુને ખાસ કહયું હતું.

"કેમ હજી કોનસર્તની થાક નથી ઉતરી કે."

"નહીં, કોનસર્તની થાક શાની? આખ્ખો દહાડો છોકરીઓ સાથે માથુ ફોડવું અને ઘાંટાં પાડવા એ ખાવાનું કામછે? માસતરની ચાકરી ઘણી ખરાબ છે. મગજનો ખીમો અને છાતીનો ખુરદો થાય અને આપે ત્યારે તો પંદરકે પચીસ રૂપરડી, અને વળી મોઢાં જોઇ તીલાં થાય. હેડ માસતરની જેના ઉપર મેહરબાની થાય તેને વધારે પગાર, તેમજ ઉપરનો કલાસ મલે. નહીં તો પંદરના પચીસ વરસ થાયતો એકને એક ઠેકાણે કોહી સબડયા કરવાનું છે. આજે મને કેટલા વરશ થયાં ત્યારે પચીસ મલેછે, અને મારા પછી હાલ હજી તો થોડા મહીના થયા એક ગુલબાઇ નામની છોકરી રહીછે તેને હમણા ચાલીશ મલેછે. આપણે જાણીએ છીએ કે "Show me your face and I will show you the law."

"વારૂં એ ગુલબાઇ કોણછે અને તે કયાં રહેછે?" નાનુએ પુછયું.

"અહીં કોટમાંજ રહેછે. વલી જુવો કોનસર્તમાં પણ મારાં કરતાં પેહેલી! વલી આજે દસએક દહાડા પછી કોનસર્તછે તેમાં પણ પેહેલી!"

"પેહેલી મુકવીજ જોઇયે. એના જેવી ખુબ સુરત છોકરીને પેહેલી નહીં મુકે તો બીજી કોણને મુકે? પૈસા આપી લોકો આવે તે શું સાંભળવા આવેછે કે એવી ખુબસુરત છોકરીના કોહો ભોપવા." નાનુ બોલ્યો.

"અરે શાની ખુબ સુરત! સફેદ ચામડી હોય એટલે બસ ખુબસુરત થઇ ગઇ કે? તદન છીછડાં જેવી છોકરીને જોઇ લોકો ખુસી થઇ જવાના, નહીં?" દારાબે ખોટો તાળીકો પુરયો અને નાજાં તરફ ભોપ્યું તો નાજાં દારાબનું સાંભળી ખુશી થતી જણાઇ, અને તેથી તેણે પોતાની તદબીર આગળ ચલાવી.

"હાં, તે ગમે તેવી છે, તે છતાં એક માણેકજી નામનો તુકડ ખોર અને બદમાસ શખ્સ તેની ઉપર પ્યારમાં પડેલોછે. તે એ ગુલસાથે ઓલખાણ કરવા માગેચ અને બને તો તેણીને કોઇ જગયે લઇ નાહસી જઇ તેણીને પોતાની મહોરદાર બનાવા ઇચ્છે છે."

"તેની પાસે પૈસા હશે ? નાજાંએ પુછયું.

"અરે પૈસા કયાથી ? મારૂં અને આએ મારા દોસ્ત નાનાભાઇનું કામ કરે ત્યારે અમે પાંચ પચાસ રૂપ્યા આપ્યે, તે લઇ મજાહ કરે બીજું કાંઇ નહીં. આપણે ઓલખીએ છીએ કે તે લુચ્ચોછે પણ આપણને તેને છેડવાની શી જરૂર ?"

"પણ તે ફકડ ઇશકી જુવાન તો છે કે નહીં ? ગુલને પસંદ નહીં પડશેતો ?"

"નાજાંબાઇ એજ મોકાનછે તો ! ગુલ તો કદી પણ એવા નરને પરણવા ખુશી થાય નહીં અને તેથી અમે એક તાગડો ઘડવા માગીએ છીએ. એમાં અમારી કાંઈ પણ ખરાબ મકસદ નથી, અને એમાં અમને કાંઇ ફાયદો નથી. હા, ફાયદો એટલોજ કે જરા ગમત મળશે અને માણેકજી જેણે અમારૂં ઘણું કામ કીધેલું છે, તેને મનગમતી બાયડી મળશે. અમારો તાગડો એજ કે આવતા કોનસર્તમાંથી તેણીને કાંઇ તાલ કરી ગાડીમાં બેસાડી ત્યાંથી દુર લઇ નહાસી જવું, પછી એક દસતુરને બોલાવી આસીરવાદ છંટાવી અહીં પાછું ફરવું."

નાનુ તો દારાબની આ વાત સાંભળી મોહું વકાસતો બેસી રહયો. દારાબે બહુ નામોશી ભરેલો તાગડો ઘડયો હતો તે હવે તેણે જોયું, અને દારાબ જેવા સાથ એવું કામ પાડવા માટે તે હવે પસતાવા લાગ્યો.

નાજાંને તો દારાબની વાત સાંભળી હરખ છુટયો, અને મલકાવા લાગી કે ગુલ જાયતો પીડા જાય. તેણી તેને ઘણી ધિકકારતી હતી અને તેની ઉપર બહુ બલતી હતી અને તેથી તેણી આ તાગડામાં બહુ ખુશીથી સામેલ થઇ.

'વારૂ' શાહેબ, તમે તાગડો તો ઘડયોછે ત્યારે હવે મારૂં શું કામછે?"

"એટલુંજ કે તમે અમને ગુલ સાથ ઓલખાણ કરાવો એવી રીતે કે તેણીને કાંઇ શક ઉત્પન્ન નહીં થાય"

"હું તેની સાથે બોલતી નથી પણ સબર, હું તે કરી શકીશ. આટલા દહાડામાં સ્કુલમાં હું એની સાથ મલી જાઉં પછી કોનસર્તને દહાડે તમારી સાથે સાંજ ઓલખાણ કરાવીશ. તમે તમારૂં સુજયું કરી રાખજો."

નાનું ગુલ ઉપર મોહી પડયો હતો તેથી હજી દસ દહાડા થોભવું એ

તેના મનથી આવતા જમાનાને માટે ધોઅવા બરાબર હતું, પણ તે શું કરે? કાંઇ એટલો તે નાદાન નહીં હતો કે દારાબનું કાવત્રું સમજી નહીં શકે.

"નાજાંબાઇ, તમને કહ્યું છે તે વીસરતા નહીં અંહ! અમે તમારો પુરતો બદલો વાલીશું, હીરા મોતી તમારે જે જોઇએ તે મોઢે માગતું તમને મળશે." દારાબે જતી વખતે કહ્યું.

દુશમન ઉપર કીનો લેવો અને વલી તે સાથે જવેરો મળે એથી એક દુશમનના દિલમાં કેટલો સંતોષ અને હરખ ઊપજે તેનું બયાન કરવું બહુ મુશકેલછે. તેણીનું ઘર છોડતી વેલા દારાબ મનમાં નીચલા ભરમ ભરેલા શબ્દો બડબડયો:—"એ નાજાં કોણછે અને અહીં કયાંથી આવી? ભરી ગઇ તેના ચેહેરા સાથ આબાદ મલતાવડાપણુ છે!"

તેઓ બન્ને ગાડીમાં બેસી એક હોટેલમાં ગયા ત્યાં નાનુએ પુછયું, "દારાબશાહ તમે તો ઠીક કહ્યું! મને ખરતો કરી માકુનું નામ દેવાનું શું કામ?"

"શું કામ? બસ વિચાર કર્યા વગર બોલી દીધું શું કામ? આપણી ગરજ સાચવવા માકુનું નામ દીધું તેથી તે પરણી ગયો કે? જો સમજ, નાજાં ગુલને ધિક્કારે છે તો પછી હું એમ કહેતે કે તું પ્યારમાં પડેલોછે તો તેણીની દુશમન તારા જેવા મોટા શખ્સ સાથે પરણે તે તેણીથી દેખી શકાય કે? ગુલને એબ લગાડવા માકુ જેવા ગરીબ સાથે લગ્ન થતાં જોઇ તેણી કેટલી ખુશીથી આપણને મદદ કરશે, તેનો વિચાર તેં કીધો?"

"અહ! હું હવે સમજયો. તરકત અને કાવત્રાંમાં તું બહુ પહોંચેલ બુદ્ધીછે. વારૂં, પણ તુ પછી કરવા શું માગે છે?"

"કામ બહુ સેહેલ છે. તારો મેહેમમાં એક પડત બંગલો છે. કેમ? વારૂં તે કેવો છે? અને કેવી જગ્યે આવેલો છે?"

"બહુ એકાંત છે. કોઇ નામજાદ ત્યાં ફટકતું નથી. બહુ બીહામણી જગ્યા છે, તેથી તો મારા માયજી ત્યાં રહેવા નથી માગતાં."

"વારૂં, ત્યાં કોઇ માણુસ રાખેલા છે કે?"

"બે બુધ્ધા ચાકરો આખ્ખો દહાડો ત્યાં ઝુરયા કરેછે."

"ઠીકછે ત્યારે આવતા કોનસર્તની રાતે સીગરામમાં બેસાડી મેહેમ

નસાડશુ." "કોણ, માકુ શાથે ?"

"નહીંરે મારા પ્યારા દોસ્ત તારી સાથે."



પ્રકરણ ૨૪

## શેકાર અને શેકારી.

દુશમનીનો દાવ સાંધનાર દિલમાં કેવો હરખાય છે !
શત્રુને જોઇ ફસનાર, મનમાં કેવો મલકાય છે !
આહા ! ખબર નથી હાલ કેવા જયારે તે પકડાય છે !

બીજે દહાડે નાજાં નિશાલ બેસવાના વખતની કલાક એક આગમજ ઘરથી નિકલી. ગુલ પણ હંમેશ વખતની આગમચ આવી પુગતી હતી, અને તે દહાડે જયારે નાજાં નિશાલે જઇ પુગી તેવારે હેડમાસતર સાથે અગાસી ઉપર વાત કરતી હતી અને તે વાત ખાનગી નહી હોવાના સબબથી નાજાં પણ ત્યાં જઇ ઉભી. હેડમાસતરે ગુલને ફકત એટલુંં કહ્યું કે આજથી તમારે પેહેલો વર્ગ શીખવવો અને તમારી બહુ મેહેનતના બદલામાં તમને પાંચ રૂપીઆ વધુ મળશે. હેડમાસતર એટલુંં કહી ચાલી ગયો અને ગુલ પોતાના વર્ગ તરફ ચાલી, પણ તેને નાજાંએ હસ્તે મુખડે અટકાવી ઉભી રાખી કહ્યું, "ગુલબાઇ તમારો પગાર વધેલો સાંભળી મુબારક બાદી આપુ છું. હું કેટલી બેવકુફ છું કે તમારી ઉપર વગર લેવે દેવે ધિકકારની નજરથી જોતી હતી. પણ હું તેને માટે દલગીર છું. આજે કેટલાં વરસ થયાં હું અહીંછું, તે છતાં તમારા આવ્યાથી અમને વધવાની કાંઇ તક મલી નહીં, તેવારે ખુદરતી રીતે મને તમારી ઉપર ગુસ્સો લાગ્યો, પણ હવે વખત જવે હું જોઉછું કે તેમાં તમે શું કરો ? તેમાં વાંક મારા નશીબનો છે. હું ધારૂંછું કે તમો મને માફ કરશો."

"એમાં માફ શું કરવાનું છે. હું મારા માર્ગે હતી અને તમો

તમારા માગેસર હતાં. બીજુ', આપણે તદન અંજાણ્યા હતાં, તેથી તમે મારે માટે જે વીચારો લાવતાં, તેની હું દરકાર નહીં કરતી હતી."

"પણ આજથી આપણે એકમેક તરફ દોસ્તીની નજરથી જોવું."

"મને એમાં ક્યાં ના છે ?"

એવી રીતે આ બે છોકરીઓ વચ્ચે દોસ્તી થવા પછી ઘાંટ વાગયો અને તેઓ પોત પોતાના વર્ગમાં શીખવવા મંડયાં. તેઓ હવે બીજે વખતે મળતાં અને કાંઇ સાધારણ બાબત ઉપર પાંચ સાત મીનીટ વાત કરી છુટાં પડતાં.

પાછો કોનસર્ત થયો અને ગુલે તે દહાડે તો ભેગાં થયલાંઓનુ' અતી ઘણુ' ધ્યાન ખેચ્યુ'. ભેગાં મલેલાં લોકોમાં નહીં દારાબ કે નહીં નાનુ' કે નહીં તેની પછવાડે ભમતો માખી જંગ નજરે પડતો હતો. તે દહાડે તેઓને ગાયણ સાંભલવા કરતાં વધારે અગત્યનુ' કામ હતુ', અને તે માટે તેઓ હોલની બહાર વાતો કરતા હતા.

"કેમ નાનાભાઇ શેઠ! આજે તમને તડાકો છે. તમારૂ' કામ આજે ફતેહ!" દારાબે ઠેકડી કીધી.

"તેણીની ખુબસુરતીથી મારી તો આંખો અંજાઇ ગઇ છે. પેલી નાજાં કસારે મને તેની સાથે ઓલખાણ કરાવશે ?"

"પણ તેણીને માટે તમને હું કહું તેમ કરશો કે નહીં ? નહીં તો પ્યારમાં ને પ્યારમાં જળી બલી કબાબ થઇ આખરે ડુંગરે ચહડી જશો."

"તમે જે કેહેવો તે કરવા તૈયાર છુ."

"તો ઠીક છે, કોનસર્ત પુરો થવા આવે કે મારૂ' માણસ ગુલને જઇને આ ચીઠી આપશે. એમાં તેણીની માય બહુ આજારી છે અને ઘેરમાં દાકતરો ભેગા મલ્યા છે એવુ' જણાવવામાં આવેલુ' છે. દાકતરેજ જાણે માણસ મોકલ્યું હોય, તેમ મારૂ' માણસ ગાડી લેતો આવશે અને તેમાં ગભરાયલી અકડાયલી ગુલ બેસે કે તુ' તારા મેહમના બંગલે હાંકી જજે. વેશ બદલવાનાં સઘલાં સાંધણો મારૂ' માણસ લેતો આવશે, પણ ચાલ હજી તો ઘણો વારછે, તેટલાંમાં અંદર જઇ નાજાંને કહીએ કે ગુલ સાથ તને ઓલખાણ કરાવે !"

"પણ દારાબ, એતો ઘણું હદ ઉપર ગયું. એ તો સારૂં નહીં લાગે. કાંઇ બીજો રસ્તો નથી ?"

"અરે મારા નાનાભાઇ શેઠ, લડાઇ જીતવા માટે જેબી કાંઇ કરેછે તે બરહક છે, તો જે ચીજ ઊપર પ્યાર લાગ્યો તેને હરવાને પણ જે કામ કરીએ તે કાંય નહી બરહક હોય ? તમે તર્કશાસ્ત્ર શીખ્યાછો તે એટલું નહીં સમજતા ?"

"ઠીક છે ત્યારે, જેમા ચારો નહીં તે માટે બબડવું લાઝમ નથી. ચાલો અંદર નાજાંને તો મળ્યે."

તેઓ અંદર દાખલ થયા તેવાજ તેઓને નાજાંએ દીઠા. તેણીની ગાવાની વારી આવી ગઇ હતી અને ગુલને પણ કાંઇ કામ હતું નહીં તેથી. તેણી નાજાં સાથે બેઠેલી હતી. તેઓને થોડા દિવસમાં સારી દોસ્તી પડી હતી અને તેઓ તે દહાડાનીજ વાત કરતાં હતાં. નાજાંઓ અને નાનુએ ગુલ અને દારાબને એકમેક સાથ ઓળખાણ કરાવી દારાબે નાજાંને અને નાનુંને આગળથી કહી મુકયું હતું, તેમ દારાબનું નામ દોરાબજી સરાફને નામે ઠોકવામાં આવ્યું.

તેઓ થોડોવાર બેઠા પછી નાનું ઉઠીને દરવાજા બહાર ચાલી ગયો. ઉંબર ઉપર માણસ ઉભેલું હતું તેના હાથમાં એક કોઇ લાલીઆ જેવા ચાકરે ચીઠી મુકી. જે ઉપર મીસ ગુલબાઇ નાદરશાહ એ પ્રમાણે લખેલું હતું. દરવાજા ઉપર ઉભેલુ માણસ ગુલની સ્કુલનો પાણીવાલો હતો તેથી ચીઠી વાંચતાંને વાર તેણે તે ગુલના હાથમાં લાવી મુકી, જે ગુલ ધ્રુજતા હાથે ઉખેડી વાંચવા લાગી:—

"ગુલબાઇ તમારા માયજીનો જીવ તમારા ગયા પછી ગભરાવા માંડયો છે, અને બહુ માદાં પડી ગયાં છે, માટે તમે જલદી આવો. કેસ ધાસ્તી ભરેલો છે. મારી ગાડી મોકલાઉં છું તેમાં બેસી તુરત નીકલી પડો."

**લા. દાક્તર ભીમજીભાઇ.**

ગુલને ફીકી પડેલી અને ગભરાતમાં પડેલી જોઇ નાજાંએ પુછયું "શું છે ગુલબાઇ, કોઇ ગુજરીતો નથી ગયું? એટલા ગભરાતમાં કેમછેઓ?"

"નહીં, મારા માયજી ગભરાંઇ છે. મારૂં અંહી કંઇ કામ રહયું નથી તેથી હવે હું જાઉછું."

નાજાં અને દારાબ છેક ગાડી ઉભી હતી ત્યાં સુધી, લાયકી દેખાડવાને સાથે ગયાં. માનેકજી માખી જંગ અંદરજ રહયા, તેવણને ગુલ સાથ ઓળખાણ કરાવી હતી નહીં તેથી તેવણનું બાહાર કામ હતું નહીં.

ગુલ ગાડીમાં બેઠી અને પવન ઘણો ફુંકે છે એવી તાલ કરી, દારાબે ગાડીના બારણા તદન બંધ બસ કીધાં અને ગાડીમાં ખાસ મુકાવેલી ચાંપ દાબી કે પછી બારણું કેમે કરી ઉઘડે નહીં અને ગુલ બુમ કે બરાડા પાડી સીપાઇ કોનસ્તેબલને બોલાવે નહી. બીચારી ગુલે દારાબે જેમ બારણાં બંધ કીધા તેમ કરવાં દીધાં. પેહેલાં તો તેણીનું ધ્યાન પોતાની માયમાં હતું અને દારાબ અને નાજાં શું બોલતાં હતાં તે પણ તેણી સાભળતી હતી નહીં. ગાડી થોડુંક આગલ ચાલી કે નાજાંને સંભલાય નહીં તેમ દારાબ દાંત વચ્ચેથી બોલ્યો, "આહા ! પીરોજા, જો કે તારી ઉપર કોઇ પણ જાતનું વેર લેવાને અને મારા સોગંદ પાલવાને અશકત છું તો તને નહી તો તારી છોકરીને બે આબરૂ કરવી એ મારા મનથી તેટલુંજ છે, બલકે જોઇયે તે કરતાં વધારે છે." પછી નાજાં તરફ ફરી બોલ્યો, "ચાલો નાજાંબાઇ આપણું કામ ફત્તેહ થયું. નાનુંનો દોસ્ત કોચમેન કેવો થઇ બેઠોચ ? પણ નાનું કયાં ગયો ? પાછો અંદરજ ગયો હશે."

તેઓ અંદર જઇ બેઠાં પણ નાનુ કયાંથી આવે. નાનુનો દોસ્ત તો અંદર બેઠેલો હતો. અને કોચમેન તો નાનુ પોતે હતો, તો નાનું એ જગ્યે હાજર કેમ રહી શકે ?

"ભાઇ, જેમ બને તેમ જલદી હાંક," ગુલે ગાડીવાલાને કરગરીને કહયું.

"હા બાઇ. જવું ઘણું દુરછે અને ઘોડો ઘણો થાકેલો છે, તે છતાં ધીરજ રાખો," પેલા કોચમેને જવાબ દીધો.



# પ્રકરણ—૨૫.

## ગુંચવણ.

ગમે હગો, દુઃખે રગો, પણ ખુરોછે દગદગો ;
વધુ દુઃખે લાંબોવાર ગર લટકેલા રાખો પગો.

નાણાવતી હૉલના ઉત્તર ભાગ તરફ જે શબ્દો બમન ઇરાણીના મોઢેથી સાંભળ્યા હતા, તેથી જે દગદગો ઉત્પન્ન થયો તેથી ખુશરૂ બહુ હેરાન રહયો. એક તરફથી ફરજ કહેતી કે એ ભેદનો ભરમ ખુલ્લો પાડવો જોઇયે અને બીજી બાજુથી પ્યાર કહેતો હતો કે શીરીનને ખાતર તારે અખાડા કરવા જોઇયે. ખુશરૂએ ગમે તેટલું કીધું પણ તેના મગજમાંથી બમન ઇરાની ખસ્યો નહીં. તે વિચાર કરવા લાગ્યો કે હું બેચેની દુર કરવાના કાંઇ ઇલાજ નહીં લઉં અને એ ભેદ શું છે તેનો મારા મનને સંતોષકારક ખુલાસો નહીં કરીશ તો એ વિચારમાં અને વિચારમાં મને ભેજાની તાપ આવશે. અને હું મારા મનના વિચારો બકી દઇશ અને જો પછી મારા મનમાં શું વીચારો છે તે નાણાવટીના કાન ઉપર પડશે તો અંહીથી જીવતો જવાની આશા છોડવી. એવો વિચાર કરી તેણે એક દહાડે ઠરાવ કીધો કે આજેજ એ ભેદ શું છે તેની સતના તલાસ કરવી. આખ્ખો દહાડો કામ તો તેનાથી થયુંજ નહીં પણ સાંજને છેડે બાગમાં શીરીન આગળ જઇ બેસતો હતો તે પણ તે દહાડે માંડી વાલ્યું, કે જેથી કરી શીરીનને દીઠાંથી તેનો ઠરાવ ફરે નહીં. શીરીનને તે ખરા પ્યારથી ચહાતો હતો, અને શીરીનની વાતચીત અને હીલચાલ ઉપરથી શીરીન પણ તેને ચાહતી હતી, એવું તેને દીસતું હતું. શીરીનની અને તેની હાલત વચ્ચે ઘણો મોટો અખાત હતો, તે છતાં પોતાના પ્યારમાં ફાવવાની તેને ઘણી મોટી આશા હતી.

રાતના સાત વાગતાને સુમારે એક લાલીયો ઓરડામાં આવી ખુશરૂની જમવાની તેબલ રાએતા મુજબ બીછાવવા લાગયો. ખશરૂને ભુખ હતી નહીં પણ જીવને નચીંન રાખવાને એ ભુકાની જરૂર હતી. કાંઇ પણ ખબર મેલવવા વગર તો તેનાથી પોતાના કામમાં આગળ વધાય નહીં તેથી ખુશરૂએ તાલમેલથી પેલા લાલ્યા સાથ વાત છેડી.

"મકન, બાગમાં પેલે છેડે એક બુઢ્ઢો ઇરાની છે. તે શું ઘેલોછે? મને તેના બોલવાથી બહુ ગમત મળેછે."

"અરે છાબ, બમન ઇરાની તો આજ પાંછ છાત વરછ થીયાં ખીછેલોછે, તેમાં આજ તેર છઉદ મહીના થીયા તો તદનજ ભેજું ખીછેલું દીછેછે, ને છાંએબે છાભલ્યું હોછે–આબ્બો દહાડો અને રાત ખુન, લોહી, બારી અને ફાત! બછ એ છાર બોલ ઘડી ઘડી બોલ્યા કરછે."

"બીચારાનું ભેજું કેમ ખીસી ગયું?"

"છઉડ મહીનાની વાતપર એને છાત લેન્જાની તાપ આવેલી, તીવારે ઇની કાકાની છોકરી ખારછેદબાઇ આપણા ઘરમાં કામ કરેછ તેને બહુ મેહનત કરેલી છાએબ. તેવારેબી છાહેબને કહું કે-લોહી-ખુન, બારી, અને ફાત, બછ છાર બોલ બોએલા કીધેલો. છાએબને કહુ કે છાંભલીને મારૂં છરીર ધ્રુજવા લાગેલું, પણ ખુદાને ખબર છાએબ કે બધું ગાંડુ ગાંડુ બોલતો જાયછે અને આપણે છાંભલીએ તીવારે આપણને કહેછે કે હું બોલુંછે તે બધું ખોટું છે. તમે માનતા ના ઇમ બોલે તી કાંઇ છાહેબ ગાંડું કીવાય."

"તારા દારાબશાહ શેઠે એને કોઇ દહાડે એવું ગાંડું ગાંડું બોલતાં સાંભળ્યો છે કે?"

"છાએબ હું જાણું છું, ત્યાં લુધી તો નથી છાંભળ્યું છાએબ, છાજે થીયા પછી તો દારાબશાહને જોઇને તે ઉભી પુછડીએ નાછેછ. છેઠનો છાડ ઘેરમાં છાંભલેચ તો બહાર ઉભો ઉભો ઠડઠડ ધ્રુજેછ. ને છાએબ એટલો ફીકોરૂછ મારી જાયછ કે છાહેબને શું કહું? ઇકવાર ભેજું ખીછેલું તે છાબ કાંઇ છીધું થાયછે? મારો પ્રેમલા કાકાનો છોકરો હુતો તેનુંબી છાએબ ઇમજ ભેજું ખીછયું તું, તે છાએબ ઓલા મનચેરજીનું હોટેલ નહીં હતું ત્યાં છાહેબ ચાકરી હુતો. તેબી છાએબ ઇમજ ફાતું ફાતું બો-

લતોતો ને કાંઇએવાર હવા સાથે મુકા મારતો. એકવાર છાપરૂં ખીછ્યું, તે છાએબ કાંઇ છીધું થાય?

ખુશરૂને મકન લાલ્યાના હજારો વખત છાએબ બોલ સાંભળીને કંટાલો આવવા લાગયો પણ શું કરે "ગરજ બીચારી બાપડી" જે કાંઇ મકને કહ્યું તેથી ખુશરૂના વિચારો મજબુત થતા ગયા. બમન ઇરાની દારાબને જોઇને નાહાસી શું કામ જાયછે? દારાબનું કાંઇ કામ એવું કામ નહીં હોય કે જે બમને જોયું હોય અને તેથીજ તેના ભેજાં ઉપર અસર થઇ કાંય નહીં હોય? એ વિચાર કરતાં ખુશરૂએ મકનને પુછ્યું, "પણ બમન માંદો પડયો તેનું કાંઇ કારણ નથી માલમ પડયું?"

"છાએબ તે તો હું છું જાણું, પણ ખારછેદબાઇ પોતાના કાકાના છોકરાની હંમેછ ખબર રાખેછ, એક દહાડે છાહેબ બમન જમવાં નહીં આએવો તીવારે મને ખારછેદબાઇએ જોવા મોકલ્યો. હું બે કલાક બાગમાં ફરેલો પણ કેથે બમન નહીં દીછેલો, પછી છાહેબ બોલે નાકે ભુતખાનું છીની છાએબ તેની પછવાડે ઝાડની નીચે છાહેબ બેહુધ જોએલો. છાહી બેહુધ થયલો તે મને ખબર નથી છાએબ-હોછે કાંઇ ભુતબુત દીઠેલો હોછે, તેથી ગભરાઇને બેહુધ થયેલો છાએબ, હું તો ઇમ ધારૂં છું છાએબ."

"ઘણી અજાયબ અને દુઃખદાયક વાતછે."

"તો છાએબ અજાયબ નહીં તો બીજું શું?"

ખુશરૂ બે ચાર બુક્કા ખાઇ ઉઠી ગયો અને મકન બતલર ત્યાંથી રકાબીઓ ઉંચકી લઇ ત્યાંથી પત્યો





પ્રકરણ-૨૬.

## ગાડીમાં મુસાફરી.

મોટાંઓ કેટલાક ખોટાં-ગરીબને છે રહેમ,
પૈસાવાલા દયાવાલા છે એ એક વહેમ.

ગુલ જે ગાડીમાં બેઠેલી હતી તે ગાડી ગલીઓમાં વલવાને બદલે ગુલની અજાણથી વચ્ચે સીધ્ધી ચાલ્યા કીધી. તેણી ધારવા લાગી કે કોચમેન કોઇ બુઘ્ઘક હશે અને રસ્તો ભુલ્યો હશે. તેણીએ પછવાડેની બારીમાથી જોયુ તો જે ગલીમાં વલવુ જોઇએ તે ગલીમાંથી ગાઠી આગળ ચાલી હતી અને તેથી કોચમેનને આગળની બારીમાંથી કહ્યું, પણ કોચમેન જાણે બેહેરો હોય તેમ હાંકયો ગયો. રસ્તા પછી રસ્તા પુરા થયા અને ઘરો થોડાં આવવાં લાગયાં અને ગુલ ગભરાવા લાગી. તેણીએ બારણા ઉઘાડી કુદી પડવાનો વિચાર કીધો પણ બારણા બંધ જોયા તેણી સમજવા લાગી કે કોઇ શખ્સે તેણીને પોતાની માયને છેલ્લી ઘડીએ મળતાં અટકાવવાનો વિચાર કીધોછે, અને તેથી તેને દુરવેર હાંકી જાય છે. આહ! કેવી ભોલી ગુલ!

ગાડી હવે મેદાન જેવી જગયામાંથી ચાલવા લાગી અને એક પુરાણા બંગલા આગલ જઇ ઉભી.

નાનુંએ ઉતરીને ગાડીનુ જેવું બારણું ઉઘાડયું તેવુંજ તેને ગુલે પૂછયું "એ મને તું કયાં લઇ આવ્યો! મને અંહીં લઇ આવવાની શી મતલબ!"

"ધીરજ પકડ પ્યારી બાનું, આજની રાત તું નચીંત ઉંઘી કાહાડ અને કાંઇ સવાલ ના કર, કાલે સહવારે બધું તું જાણશે."

આથી ગુલ નીસાસો નાંખી બાગના ઓટલા ઉપર હાથનો ટેકો

દેઇ અફસોસ કરતી બેઠી. તેણી ભોલી અને ભલી હતી પણ પાકદામાન સ્ત્રી હતી. પાકદામાન હોવાથી તેણીમાં હિમત હતી.

"મને અંહીં શું કામ લાવ્યા? એવો કોણ નિચ અને ચંડાલ છે કે મારા જેવી નાચાર છોકરી ઉપર થાગો રમ્યો. જો તે આબરૂદાર હતે તો ફકત મારી નાચારીજ તેના દિલમાં દયા લાવવાને બસ થતે."

નાનુ સાથ ગુલને થોડાજ કલાક અગાઉ ઓલખાણ થઇ હતી પણ નાનુએ વેપ બદલી નાખેલો હતો તેથી ગુલ તેને ઓલખી શકી નહીં. તેણે જવાબ દીધો, "અરે ગુલબાઇ શું મારા દિલમાં તમારે માટે ઓછી દયા છે! મને કેવો નાહેક ગેરઇનસાફ થાય છે! અરે જો મારા દિલમાં તમારે માટે દયા અને ચાહ નહીં હતે તો તને અહીં શામાટે લાવતે? મેહેરબાની કરી કાલે ખુલાસો થાય ત્યાં સુધી આએ ઘરમાં તું સહીસલામત સમજ."

પછી નાનુએ કોઇ બુઢાને બોલાવી કહયું. "અંહી આવરે, તારી પ્રેમલી કયાં છે? આ બાઇ સાથ તેને માળ ઉપર સુવા કહે."

બુઢી પ્રેમલી આવી પણ તેણી જરા ચસેલી હતી. નાનુએ આગળથી ત્યાંના ચાકરોને કહી રાખ્યું હતું કે હું અંહી એક છોકરીને લાવી પરણનારછું અને પ્રેમલીને પેહેલી ખબર હતી. તેથી તેણી વાંકી વલી ગુલને ટીકી ટીકી બકવા લાગી:–

"નાનાભાઇ હેઠ, આજ છોકરીની તમે વાત કરતા હતાકે? છોકરી તો હારી છે. કાહું તો હુવે હારૂં છે. દીહેછે તો હારી, પણ રતાહ બધો ઉડી ગયલો દીહે છે. થોડા દહાડાની વાત ઉપર તમે ઓલી બાપડી લાવેલા તે તો છીછડા હરખી હતી. આ બહુ ઠીક છે."

નાનુએ ગુલને કહયું, આ પ્રેમલી કોલાબે જવા લાયકની છે અંહ, એના બોલવાથી કાંઇ ગુસ્સો ના કરતાં." ગુલના હોઠ ખુદરતી રીતે બંધ થઇ ગયા હતા. તેણી એક પણ હરફ બોલવાને અશકત હતી. તેણી પ્રેમલી સાથે મુગી મુગી ઉપર ગઇ.

ઓરડો ઠીક સણગારેલો હતો, પણ બધો સામાન નાનુંના દાદાના દાદાના વખતનો હતો.

ગુલ જઇને એક સુવાની ખુરસી ઉપર ફસડાઇ પડી. પ્રેમલી તેને

મુકીને ઓરડામાંથી જતી હતી તેટલાં ગુલે ચીસ પાડી કહ્યું. " બાઇ તુ અહીંજ રહે. મેહરબાની કરી અહીંજ સુ, " પ્રેમલીએ ગુલના બોલ કાંઇ સાંભલ્યાં નહીં. તેણીના કાનના પરદા ફરી વળેલા હતા, પણ ગુલના હાથના ચાલા અને ચેહેરા ઉપરથી તેણી ગુલનુ દુઃખ સમજી ગઇ અને તેણી બોલી, "બાઇ બીહે હાંની, હુ અહીંજ છુ તારે કાંઇએ ધાહતી નહીં કરવી.

પ્રેમલીના બોલ એટલા ધીરજ ભરેલા હતા કે ગુલ સારી કહાડી ખુરશી ઉપરજ ઊંઘવા પડી.



## ખુરસેદબાઈ ઇરાનીની મુલાકાત.

કદી નહીં આ આસમાનનું ફરતું ચકર,
છુપાં રાખે બુરાંનાં પાપને મકર.

મુકન લાલ્યાની વાત સાંભળી ખુશરૂને આ દુન્યામાં પોતાની એક ફરજ બજાવવાને તક મલી હતી, અને જો તે દારાબ નાણાવટીની છોકરી શીરીન સાથે અંદરખાનેથી કાંઇ સબંધ ધરાવતો ન હતે તો તે તરતજ પોતાના જોખમે તલાસ કરતે અને પોલીસને જઇને સઘળી વાત કહી દેતે; પણ શીરીનને ખાતર તે એમ કરતો અટકયો. તેણે પેહેલ વેહેલાં પોતાની ખાતરી કરી લેવા ધાર્યું, જે માટે તે માથુ હાથમ ધરી જેમ અને તેમ વિચાર કરવા લાગ્યો. તેના માનવામાં આવ્યુ કે અલબત બમન ઇરાનીએ ઉત્તર દિશા તરફના ઓરડાની બારીની ફાટમાંથી કાંઇ પણ ભયંકાર દેખાવ જોયો હશે; પણ તે દેખાવ કેવી કીશમનો હતો.? બમન ઇરાનીતો ખુન અને લોહી એ શબ્દો બોલેછે અને જો ખન ખરેખર થયુંજ હોય તો, બારમહીના થયા તોપણ કાંઇજ કોઇને શક નહીં ગયો? જે ધણીનું ખુન થયુ હોય તે ધણીને અંદર દાખલ થતાં કોઇ

એજ જોયો નહીં હશે ? અને પછી તેના ગુમ થઇ જવાથી દારાબને કોઇએ પુછયુંજ નહીં હશે ? આ ભેદને ભરમ મેલવવો બહુ મુશકેલ હતો. આ ભેદ ગુચવાયલા દોરાની મીશાલ હતો અને ભરમ મેળવવો એ ગુંચવાયલા દોરાને ધીમે ધીમે સલંગ કરવા બરોબર હતું. મકને વાત કરતી વખતે બમન ઇરાનીના કાકાની છોકરી વિષે વાત કીધી હતી, અને ખુશરૂને એકવાર કહેવામાં આવ્યું હતું કે ખરસેદબાઇએ પોતાનો જન્મારો તેજ બંગલામાં કહાડયો હતો, તો ખુશરૂને આશા આવવા લાગી કે ખરશેદબાઇને કાંઇ ખબર હશે.

આ ખરસેદબાઇને બમને સાત વરસની હતી ત્યારથી દારાબને ત્યાં લાવી રાખી હતી અને હાલ તેણીની ઉમર ચાલીશભર થવા આવી હતી. કામકાજ અને સીપલાંથી તેણી શીરીનની ઘણી વહાલી થઇ પડી હતી અને હવે તેણીને ઝાઝું કામ કરવું પડતું હતું નહીં. વળી તેણીને એક ઠીક સણગારેલો ઓરડો આપવામાં આવ્યો હતો, જયાં તે પોતાના બચ્ચાં છોકરાં સાથ દારાબના પૈસાથી મજાહ મારતી હતી. ખરશેદબાઇ ઇરાની ઓલાદની હતી, પણ પારસીઓ સાથે લાંબો વખત રહયાથી પારસી બોલી સુધ્ધ બોલી જાણતી હતી, અને તેણીના વિચારો સઘળા સુધરેલા જમાનાને મલતા હતા. આ ખરશેદબાઇ સાથે ખુશરૂને વાત કરવાનો ઈરાદો હતો, પણ કાંઇ તાલ મળવી જોઇયે. આખરે ખુશરૂને યાદ આવી કે શીરીને એકવાર કહયું હતું કે જેમ નવી ફેસનની આરસીઓ આવતી જાય છે, તેમ જુની આરસીઓ ચાકરોના ઓરડામાં, નહીં તો ખરશેદબાઇના ઓરડામાં મુકેછે, તે ઉપરથી ખુશરૂએ જુની આરસીઓની ડ્રોઇંગ અને પેન્તીંગ જોવાની મરજી દેખાડી, ખરશેદબાઇના ઓરડામાં જવાની તેની પાસે રજા મંગાવી. રજા મોટી ખુશીથી આપવામાં આવી. ખુશરૂએ ત્યાં જઇ થોડો વાર આરસીઓ સામે જોયું અને કાગજ ઉપર કાંઇ ચીતાર પાડી લીધો અને ખરશેદબાઇ સાથે વાત છેડે તે અગાઉતો બોલકની ખટલીએ પોતેજ વાત છેડી.

"દારાબજીશાહ જેવા શેઠ નહીં હોં. જીભરૂં કેવા સખી ને સોખીન. એહેરની જામારપ કમાઇ કમાઇને એકઠું કરી ગયા પણ જે ચીજ વગર ચાલે તેને વાસતે દમડી નહીં આપે એવા હતા, અને દારાબશાહ તો રૂ-

પીઓ જોઇયે તો પાંચ અને પાંચ જોઇયે તો પચાસ, પણ બેહસ્તી બ-હુ હસમુખા હતા, દારાબશાહબી હસતા બોલતા હતા પણ કોણ જાણે કોણની નજર લાગી તે આજે બાર-બાર-મહીના થયા હસતાબી નથી અને અહી રહેતા બી નથી. પૈસાવાલાને ત્યાં વિચાર અને દલગીરીજ જો આવતી હોય તો બળ્યા એ પૈસા. હજી ગરીબ રહેવું બહેતરછે."

"અહીં દારાબશાહ રહેતાજ નથી કે?"

"નહીં-કોણ જાણે કાંય નથી રહેતા? બસ આખ્ખો દહાડો હ-મણા તો પીવા માંડયો છે. મારો બમન આજારી પડયો તે દહાડેથી તેનું મગજ ગયું અને તેજ દહાડેથી દારાબશાહબી ભમતુ મગજ રાખી ફરેછે. મરે આય બંગલો વેચીબી નહીં નાખતા! બા, તમે સુધરેલા છઓ, તેથી ભુત-ડાકણની વાત નહીં માનતા હશો, પણ મે તો આ ઘેર-માં તલેસમાતો જોયલાછે. દહાડાએ ઘેરયા ત્યારે બીચારા દારાબશાહે પેલો નાકે પડત ઓરડાછે તેમાં ઓરીશ રાખી. ભૂત, ડાકણના રહેઠાણમાં આપણે વાસો કરીએ, તે તેઓથી કાંઇ દેખ્ખી શકાય?" ખુશરૂએ બરાબર સાંભળી લીધું કે જે દહાડે બમનને તાવ આવી તેજ દહાડેથી દારાબ, ઘ-રમાં રહેતો હતો નહીં. આ વાત ઉપરથી શક મજબુત થયો કે દારાબે કાંઇ પણ કરપીન કામ તેજ દહાડે કીધેલું હોવું જોઇયે.

"ખરશેદબાઈ, એ તો વેહમ છે. દીવો બળતો હોય ત્યાં કાંઇ ભુત આવે?" ખુશરૂએ હસીને કહયું.

"કોણ જાણે બા. તમે આજ કાલના જુવાન છોકરાઓ કાંઇ ભુતની વાત માનો!"

"બમનને બુઢાપાની નાતવાનીથી ભુતનો ખ્યાલ આવ્યો હોય, પણ દારાબશાહનું મન તો કામમાં રોકાયલું, તો ભુતનો ખ્યાલ કેમ આવે? તે દહાડે તેવણ એકલા હતા કે?"

"નહીં સાથે કોઇ પારસી હતો. કોણ જાણે તે પારસીએ મગજ તો ફેરવી નહીં નાખ્યું હોય."

"તે પારસી કોણ હતો?"

"બલા જાણે મારી. હું અને શરીનબાઇ બાગમાં જરા અંધારૂ હતું તેથી બેસી રહેલાં હતાં. અંદર દારાબશાહ અને તેવણનો મેહતો

ખરસેદજી બેસીને દારૂ પીતા હતા તેટલામાં કોઇ પારસી ધસારા બંધ અંદર ગયો. ખરસેદજી મેહતા ગાડીમાં બેસીને સ્તેશન ઉપર ગયા પછી દારાબાં શાહને મેં તો નહીં જોયા, પણ શીરીનબાઈ બોલતાં હતાં કે તે વખતે દારાબશાહ ગભરાયલા હતા. કોણ જાણે મુવાએ કાંઇ દમબમ ભરાવ્યો હોય તેથી એવણ બીધા હોયતો."

"પછી પછી" ખુશરૂએ આતુરતાથી પુછયું.

"હું કહુંરે બા. એટલા અધીરા કેમ થઇ ગયાછો! હું બાગમ ચાંદરણામાં ફરતી હતી તેટલામાં ખરસેદજી મેહેતા ઉતાવલમાંજ પાછા ફર્યા."

"પછી તે પારસી આખરે ગયો કે નહીં કે ગડબડ કરવા લાગ્યો?"

"તે કયારે ગયો તે કોણ જાણે, દારાબશાહે પછવાડેના દરવાજેથી મોકલ્યો એમ તો કહેછે."

"તેજ રાતે તમારા બમનને ભેજાંની તાપ આવીકે?"

"હા બા તેજ રાતે."

"ખરસેદબાઇ, ભુતની વાત હજી મારા માનવામાં આવતી નથી, પણ હજારો ડાહયા લોકો પણ એમ માને છે, ત્યારે મને મારી ખાતરી કરવાનું મન થાય છે. એ ઓરડાની કુંચી કોણ પાસે છે?"

"નહીં બા, ખાલી હુલડાઈ ના કરતા. કુંચી બી આપણી પાસે નથી. કુંચીતો દારાબશાહ પાસે હશે."

"પણ કોઇ ઓરડો સાફ સુફ કરવા જાયછે કે નહીં?"

"નહીં. દારાબશાહની તીજોરી તે ઓરડાંમાં છે. કાગજ પત્ર સૌ ત્યાં રઝડતાં પડેલાં, તેથી મણ–મણ–ધુલ થઇ હોય તોબી કોઇને અંદર જવાનો હુકમ નહીં, પણ એક બીજો રસ્તો છે. હું નાની હતી ત્યારથી તે મને ખબર છે. બાગમાં એક ગુફા છે તેની અંદરથી તે ઓરડા સુધી જવાય છે."

"એમ છે! ત્યારે તો—

"નહીં બા, ખાલી હુલડાઇ ના કરતા કોણ જાણે કયા સાલનો ગુફા બાંધેલો હશે. ઇટ મટોડું ઢીલું થઇ રહયું હશે તો અંદરને અંદર દાબી નાખે!"

"દારાબશાહને પોતાને આ ગુફાની ખબર નથી. બા તમે કાંઇ ચાલી ચલાવી હાથે કરીને હેરાન ના થતા, અંહં !"

"નહીં રે બાઇ, મારૂં મન ઘણું થાય છે, પણ હું કાંઈ ગાંડો છું કે અંજાણી જગયામાં ઘુસું. કોણ જાણે કેટલાં જાનવરો અંદર પડેલાં હશે, અને ખોદાને માલમ કે ધુલ મટોડું કેટલું હશે, હું કાંઇ એટલો બેવકુફ નથી કે એકદમ અંદર જાતું."

પણ ખુશરૂએ પોતાના ઓરડામાં જઇ રાતના એકાંત વખતે તે ગુફામાં જવાનો ઠેરાવ કીધો.



## પ્રકરણ ૨૮

## તેણીનો છુટકારો.

મેકજાદ, પાકજાદ, રાસ્ત ને આસરોછે તેનો,
પછી મેહેલ કે ઝુપ, શેહેર કે વને વસેલો.

ગુલ થાક ચડવેથી ઊંઘમાં પડી હતી પણ સહવાર પડતાં ઊઠી ત્યારે માથું ભારી અને આંગ સુસ્ત લઇ ઊઠી. ઉઠતાનેવાર આંખ ચોળી તેણી ઊંઘેછે કે જાગેછે તે જોવા લાગી પણ પછી ગઈ રાતનો બનાવ યાદદાસ્ત શકતીના મદદ કરવાથી યાદ આવ્યો અને તરતજ પલંગ ઊપરથી ઊતરી બારીબારે ગઈ. બારીવાટેથી કાંઇ દેખાયું નહી. થોડો વાર મુગી મુગી ઉભી રહી, પછી તેણી ખોદા તરફ હાથ ઊંચા કરી બોલી "ખચ્ચીત ખોદા તો મને છોડી નહીં દેશે ! ખોદાયજી મને મારી માયને ખાતર બચાવશે." ખુદાની હાજરીના વિચારથી ગુલને હિમત આવી. સાડી પેહેરી હવે શું થાયછે તેની વાત જોતી બેઠી. "મને અંહી કોણ લઇ આવ્યું ! અને શી મતલબથી ?" ગુલે આ સવાલો વારંવાર પોતાને પુછયા કીધા પણ તેનો જવાબ તો તે પોતે આપી શકી નહીં.

બારણું ઉઘડયું અને પ્રેમલી એક ખુમચામાં ચાહ અને નાસ્તો લઇ આવી પણ તેણીને ખાવાનું કેવી રીતે ભાવે ? ફકત ચાહના પ્યાલાં ઉપર

સુકર ગુજર કીધા અને પ્રેમલીને પુછ્યું, "બાઇ મને અહીં કોણ લઇ આવ્યું, તે હું જાણુતી નથી, અને મને અહીં શું કામ લઇ આવવામાં આવીછે તે વિષે હું તદન વાકેફગાર નથી. મને એનો ખુલાસો કર."

ગુલે જોયું કે પ્રેમલીએ તેના બોલવા ઊપર બીલકુલ ધ્યાન આપ્યું નહીં. કાનના પરડા ઠેકાણે હોયતો પ્રેમલી સાંભળે, નહીં તો પ્રેમલી કેમ સાંભળે? પ્રેમલી ગરીબ હતી, ગામડેની હતી પણ તેથી દયાની લાગણી વિનાની નહીં હતી. ઓરડામાંથી જતી વખતે તેણી ગુલને ગામડીયાની ઢપે કહી ગઇ "પોરી, એ તારો જીવ બાલ્લી હાનો નાખે. એ-જોને મોહું કુમલાવે તે ! તાહારાં નહીબ મોટાંછે, આ દુન્આમાં બહુ નહારા માણહો છે પણ તેથી હું થીઇ ગીયું? હારા માણહોબી પુહકલ પડેલાંછે. તેમાંથી કોઇએ તારી મદદે આવી પુગહે. હબુરી કયરાકર ને ખોદાનું નામ લે."

પ્રેમલીના બોલવાની ઢપ બહુ તોછડી હતી પણ ગુલને તેણીના બોલથી જરા હિંમત આવી. તેણી બારી વાટે જઇ ઉભી કે કોઇ ત્યાંથી જતું હોયતો તેને બોલાવી મદદ માગે. બારણું ઉઘાડી જોયું પણ તે બંધ હતું. બપોર થઇ બીજો કલાક થયો, ત્રણ વાગયા અને સાંજ પડી પણ કોઇ ઓરડ માં આવ્યું નહીં કે કોઇ બારીયે નજર પડયુ નહીં. અફસોસ કરી ખુદાનું નામ મો ઉપર લઇ, ખુદાની બંદગી કીધી કે એ ખુદા તું સિવાય ગરીબોનો કોણ દાદખાહ છે. તરતજ બારણું ઉઘડયું અને એક ગ્રહસથ દાખલ થયો. ગુલે તેને આ વખતે બરાબર ઓળખ્યો. મી. નાના ભાઇ બીરાજયા હતા. નાનું કેટલો અકલવાલો, કેટલે સુધી દ્દઢ વિચારનો હતો તે દારાબ જાણુતો હતો, અને તે હીમત છોડી ન દએ તેથી પોતે તેને ઉસકેરવા પછવાડે આવ્યો હતો. નાનુની છાતી કેટલી ધાડી હતી તે જાણી દારાએ તેને આખો દિવસ બાટલી સાથે વહેવાર રખાવ્યો હતો ગુલને ફુસલાવી પોતાની બાયડી કરવાની દેખઇતી માગણી કરી, પુને લઇ જઇ પરણવું, એવી બહારથી ખોટી દરખાસ્ત કરવા દારાએ નાનુને આગળથી શીખવી રાખ્યો હતો; એ કામ આટલા સુધી પુગ્યું તો પાર પડવાની આશાંમાં હતો. પીરોજા; તેની એકવાર વહાલી પીરોજાની બેદરકારી માટે તેણીની બેટી ગુલને લુટી પોતાના વેરને વાળીને આસુદુ કરવાની આશામાં તે મગન હતો.

નાનુ ગરગરદાસ પણ બન્યો હતો અને બાટલીના અકસીર પ્રવાહી પદાર્થથી લહેકીમાં આવી ગયો હતો, તેથી દાખલ થતાને વાર તો ગુલની માફી ચહાવા લાગયો "મારી પ્યારી ગુલ, હું હમણા તો તારી માફી ચાહવા આવ્યો છું, તું મને માફ નહીં કરશે ?"

"નાનાભાઇ શેઠ, હું માફ કરવા ના નથી કહેતી, અને ખુદા પણ તમને માફ કરે, પણ તમે શું કીધું ? મેં તમને કાંઇ દુઃખ દીધું નથી તે છતાં તમે મારી ઉપર વગર કારણે ઘાટકીપણું ગુજારો છો તેની મતલબ શું છે, તેનો વિચાર કરૂંછું-પણ બીલકુલ સમજ પડતી નથી. મને તમે દુઃખ દીધું છે તે માટે હું માફ કરૂં છું. પણ મને અહીં લાવ્યાથી મારાં માયજીને જે દુઃખ ઉતપન્ન થયું હશે તે માટે હું બીલકુલ માફ કરતી નથી. તેવણ બીચારાં રંડાયલાછે, અને આજ કેટલું થયું સંકટમાં પડેલાછે તો આં નવા સંકટની તેમને કશીએ જરૂર નહી હતી."

નાનુ ગમે એટલો પીધીલો હતો. ગમે એટલો બદ હતો પણ ખુદરતે તેને થોડી ઘણી અકલ બક્ષી હતી. ગુલના તાણા તેને તીર મીસાલ લાગયા પણ દારાબે પાઠ મોઢે ભણાવ્યો હતો તે પ્રમાણે તે બોલવા લાગયોઃ—

"મારી પ્યારી ગુલ, તું ખરેખર ગુલછે. વહાલીં તારી માય ઉપર કાગજ લખ, અને તે હું તપાલમાં નખાઉ તેથી તેણીને ધિરજ આવશે. લે આ કાગજ ખડીયો, કલમ, અને મને કાગજ લખી આપ."

"તે મુંબઇ કયારે પુગશે?" "કાલે સહવારે."

ગુલે વિચાર કીધો કે કાલ સહવારની આગમચ પોતાનો છુટકારો થાય એવું તો દીસતું નથી, તેથી કાગજ ખુશીથી લખવા બેઠી. લખતાં લખતાં તેણીએ નાનુંને કહયું, "નાનાભાઇ જો તમને તમારી માયનું લાગતું હોય તો મારી માય ઉપર પણ દયા કરો અને મને ત્યાં લઇ જાવો."

આ બોલથી નાનુંને ખુબ લાગી આવ્યું. જે માયને તે એકવાર બેહદ પ્યારથી ચાહતો હતો, અને જેને હાલ છોડી તેં મજાહમાં પડયો હતો તે માયની તરફ પ્યાર પાછો દોડવા લાગ્યો, પણ તે પ્યારને આ વખતે અટકાવવો નાનુને માટે જરૂરતું હતું. "ખુદાને ખાતર મારી માયની વાત ના કર, તેથી મને કાંઈ થાય છે. તું કાગજ લખ કે હું પોસ્ત ઓફીસમાં મોકલાંઉ," એમ બોલી તે બારી વાટે જઇ ઉભો અને ગુલે

એક નાનુ જેવું કાગજ લખી કહાડયું, જે નિચે પ્રમાણે હતું:—

"પ્યારાં માયજી, હું સહીસલામત અને સારીપેઠે છું. હું વધારે હાલ લખી શકતી નથી. હું ફરીથી લખુ અથવા મલું ત્યાંસુધી નીરાંતે રહેજો. મારાથી જેમ બનશે તેમ જલદી હું મલીશ. નહીં લખાય એવી જરૂરતાથી હું તમને મલી શકતી નથી. હું છું તમારી ગુલ."

કાગજ પરબીડામાં મુકી સરનામુ લખી નાનુંના હાથમાં આપ્યું. નાનુએ લઇને કહ્યું–"પ્યારી ગુલ, હું નિચે જઇ આ તપાલમાં નાખવા મોકલી, પાછો આવું તેવારે ગઇ રાતની મારી ચાલ ચલચલણનો ખુલાસો કરીશ." પોતાની પાછલ બારણાને કૂચી દેતો ગયો અને આજ બનાવથી ગુલને ધાસ્તી પેદા થઇ. આ બહારથી તદન આબરૂનો દેખાવ દેનાર શખ્સ ગુલનો કટો શત્રુ હતો. તેણી બીચારી એકાંત ઘરના બંધબસ્ત ઓરડામાં બંધીવાન હતી, જયાં જો કોઇ તેણીનુ દયાનું ખાનાર હોય તો તે મુંગી અને બહેરી પ્રેમલી હતી.

ગુલ ઊપર દલગીરીનાં વાદલ વરસ્યાં હતાં પણ આવી હાલતમાં તેણી કોઇ વાર પડી ન હતી. તેણી હિમતવાલી હતી પણ ઓરતો મરદોની હીમતને નહીં પુગે. તેણી રડવા લાગી અને ગુંટણમંડીએ પડી ખુદાને કહેવા લાગી "ઓ ખોદા, બાપ વગરની એક નાચાર છોકરી ઉપર રેહેમ કર અને કાંઇ બચવાનો રસ્તો બતાવ. મારી એટલી અરજ સાંભળ અને આવી ગરજની વખતે કોઇને મારી મદદે મોકળ."

તેણી છેલ્લો બોલ હજી બોલે નહીં તેટલામાં પાસેના ઓરડાનું વચલું બારણું ઉઘડયું અને તેમાંથી કોઇ સ્રીએ આવી ગુલનો હાથ પકડયો અને તરતજ પાસેના ઓરડામાં લઇ જઇ વચલું બારણું બંધ કરી દીધું.

ગુલ આ સ્રીનો ઉપકાર માનવા જતી હતી પણ તેણીએ ગુલના મોઢાં ઊપર હાથ મુકી બીજા હાથની પેહેલી આંગલી નાક ઉપર મુકી ઇસારતથીં જણાવ્યું કે હમણા એક બોલ નહીં બોલ.

બનાવો પછી બનાવો ખમી શકી નહીં તેથી ગુલ પેલી સ્રીના હાથમાં બેશુદ્ધ થઇ. જેવી તે હોશમાં આવી તેવી ધ્રુજતી ધ્રુજતી પેલી સ્રીને વલગી પડી અને બોલી, "બાઇ તમે મને એકલી મુકતાં ના. તમારી આગલજ મને રહેવા દો."

" નહીં છોકરી. ગભરાયછે કાંય? હું પોતે તને તારા ઘર પુગાડીશ. જો તું ગાંડી છે, કેટલી ધ્રુજેછે !"

" મારી ઊપર એટલું પડયું છે કે જાણે સઘલું ભયકાર સ્વપ્નના મીસાલ છે. મેં ખોદાની મદદ માગી અને ખોદાએ તમને મોકલ્યાં. શું ખુદાની ખુદરત છે ! તમે કેમ જાણ્યું કે મને મદદની જરૂર છે ?"

" મને અહીં ખોદાનું લાવવું છે. ગઇ રાત્રે તારા આવ્યા આગમજ થોડા કલાક અગાઊ હું અહીં આવી. મને એક ઓળખીતાંએ લખ્યું કે તારો છોકરો તદન મોજમજાંહમાં રખડે છે. મેં આગલ ઘણીવાર એ છોકરાને સમજાવ્યો પણ નહીં સમજ્યો. તેથી મેં એને પડતો મુકયો, પણ પાછું મારૂં હેત દોડી આવ્યાથી સમજાવી પતાવી લઇ જવા આવી. બુઢી પ્રેમલીએ મને તારા આવ્યાની ખબર કીધી તેથી હું તને કેમ મદદ કરવી તેની તક સોધતી હતી "

" પણ તમારો છોકરો અહીં આવી મને શતાવશે તો !" ગુલ ધ્રુજતી ધ્રુજતી બોલી.

" નહીં ફરેકારની અંદર સેરવવાનું બારણું છે એવી તેને ખબર નથી અને બીજું હું અહીં આવીછું તેની તેને ખબર નથી. ચાલ બેસ, પ્યાલું એક ચાહ પી કે જરા જીવ ઠરે અને એ તારૂં અહીં આવવું કેમ થયું તે વિષે મને વાકેફ કર "

" મોટી ખુશીથી. પણ ગઇ રાતનો બનાવ જેટલો તમને ભેદ ભરેલો છે તેટલોજ મને પણ છે. "

ગુલે નાનુની માયને પછી જે બન્યું હતું તે થોડા શબ્દોમાં કહી સંભલાવ્યું. પછી ગુલે પુછ્યું " બાઇ જો હમણાજ મને મારા માયજી પાસે લઇ જાવો તો સારૂં. "

" નહી છોકરી. તું ધીરજ પકડ; આજની રાત તને મારી પાસે રાખીશ. હું તને એક પળ પણ છુટી નહીં મુકું એટલે બસ કે નહીં ? કાલે સહવારે નાસતો કરી હું પોતે તને તારે ઘર લઇ જઇશ. "

પોતાની માયને સહવારના પહોરમાં કાગલ મલશે એવી આશાથી ગુલે પોતાની માયાલુ બચાવનાર સાથે નીરાંતે ઊંઘ કહાડી, પણ તેણીની આશા કેટલી ખોટી હતી.

નાનું કોઇ માણુસને કાગલ પોસ્ત કરવા બોલાવતો હતો તેટલાં દારાબે તેના હાથમાં કાગલ જોયું, અને સરનામું જોઈ લીધું તેથી તરતજ ઠરાવ કીધો કે એ કાગજ પીરોજાને મળતું અટકાવવું.

" લાવ નાનું, મારે પણ કાગલો પોસત કરવાનાં છે, આએ કાગલ મને આપ, હું સાથે પોસત કરીશ. " એમ કહી કાગલ લઇ ગાડીમાં બેસી દારાબ સ્તેશન ઉપર ગયો હતો.

પછી નાનું આશાભર ઉપર ગયો અને જોયછે તો પાંજરામાં જે પક્ષીને બંધ કીધું હતું તે કોઇ કલેવલે ઊડી ગયું હતું. આવા દુઃખ અને ચીરડાતમાં વલી નવી ધાસતો ! તે એ કે તેને હવે ખબર કરવામાં આવી કે તેના માયજી આવેલાં છે.

જો દારાબ પાસે હતે તો નાનું માયની પણ દરકાર કર્યા વગર હદની બહાર જુલમ કરતે, પણ તેના પાણી મરી ગયાં અને તેણે સોંગંદ લીધા કે મોજ મજાહ ગમે તેમ કરવી, પણ એ વિચાર માંડી વાલવો.



## ગુશામાં.

મોહોત કોઇ કાલે ઉભું રહેતું નથી;

પાપ હંમેશવેરાં છુપું રહેતું નથી.

ખુશરૂએ હવે તો પક્કો ઠરાવ કીધો કે આજ રાત્રે સઘળાં ઘરમાં બીછાને જઇ પોઢી જાય કે ગુફા તરફ જઇ તલાસ કરવી કે પેલા છુપા ઓરડામાં શું છે, અને બમન ઇરાની જે કરપીન કામની બકબક કરેછે તેનો જે પત્તો મલે તે મેલવવો. ખુશરૂ ખરસેદબાઇ ઇરાનીના ઓરડામાંથી પોતાના ઓરડામાં ગયો ત્યારે સાત વાગેલા હતા.

જમી લઇ તે તેનાતેજ વિચારમાં બેઠો અને વાટ જોવા લાગયો કે ક્યારે અગીઆર વાગે.

ખુશરૂનું કામ ઘણું ભયંકાર અને હિમત ભરેલું હતું. અંધારી રાત્રે એક એવું ભયંકાર સહાસકર્મ કોઇ લડાઇમાં લડનાર લડવૈયો પણ માથે નહીં લએ.

તે શીરીનને ચહાતો હતો અને દારાબ શીરીનનો બાપ હતો. શીરીન તરફનો પ્યાર વચ્ચે આવી કહેતો કે ખુશરૂ તું એ કામ પડતું મુક, પણ નહીં, ખુશરૂએ એ વિચાર હાંકી કહાડયો, અને બોલ્યો, "હા, હું શીરીનને ચહાવુંછું અને તે મને ચહાતી હશે તો તેનો બાપ ખુની છે કે દેવ છે તેની મને કાંઇ અડચણ નથી, પણ મારી તો આ દુન્યામાં ફરજ છે કે બદીનો જેટલો નાસ થાય તેટલો કરવો. દારાબ એકવાર એવું કામ કરી ફાવી જાય તો બીજીવાર એવું કામ કરશે. માટે મારે તો તલાસ કરવી અને જરૂર કરવી."

અગીયાર વાગ્યા. શીરીનનો વીચાર અને તેણી તરફનો પ્યાર બહુ અડચણ કરવા લાગયાં પણ છેવટે તેને જીતી ખુશરૂ પોતાના ઓરડામાંથી નિકળ્યો. સઘલાં ઊંઘાઈ ગયલાં હતા. બારણાં સઘલાં બંધ કરવામાં આવેછે એવી ખુશરૂને ખબર હતી તેથી તે જમવાના ઓરડામાં ગયો, અને ત્યાંની બારીવાટેથી કુદી બાગમાં નિકલ્યો. મીઠી હવા ફુકતી હતી. તે ઊતાવળથી પણ ધીમેથી આગળ વધ્યો. ચાંદ હજી નાનો હતો અને ઉજરડું થોડું હતું. તે ગુફા તરફ ચાલ્યો અને સાથે રાખેલી મીનબતી સલગાવી નિચે ઉતર્યો. કરોલીયાનાં જાળાં અને હજારો કોઇ દિવસે દીઠામાં નહીં આવ્યાં હોય એવાં જન જનાવર અને સંખ્યાબંધ ઘુસો લ દર કરી રહેલા હતા. તે જયારે છેક આગળ વધ્યો ત્યારે તેણે એક દરવાજો દીઠો અને તે ખુશરૂની અટકળ પ્રમાણે ઉત્તર દિશા તરફના ભાગનો પેહેલો ઓરડો હતો. બીજું તો તેણે કાંઇ જોયું નહીં અને તે નાસીપાસ થઇ પાછો ફરે તે અગાઊ તેણે દરવાજો ખેંચી જોયો. તેની અજાયબી વચ્ચે તે બારણું ઉંઘડયું પણ મીજાગરાં એટલા કીટાયલાં હતાં કે બારણું જેમ તેમ આખું ઉંઘડયું. ખુશરૂ એક ઓરડામાંથી બીજામાં ગયો અમન ઇરાની સાતમી બારીની ફાટમાંથી જોઇ પોતાનો ખ

બખરો ચલાવતો હતો. દરેક ઓરડામાં બે બારી હતી તેથી ખુશરૂ ચોથા ઓરડામાં જો જાય તો સઘળું માલમ પડે. ત્રીજા ઓરડા સુધી તે ગયો પણ ત્રીજા ઓરડામાં ચોથા ઓરડાનું બારણુંજ નહીં દેખાયું. ત્રીજો ઓરડો બીજા કરતાં અજાયબ બાંધણીનો હતો. ત્યાં એક ખુનામાં ભારે લોખંડની તીજોરી પડેલી હતી અને બીજા ખુણામાં દાદર હતો. તે દાદર ઊપર ખુશરૂએ નજર કીધી તો દાદર ઉપરજ બીજું બારણું હતું એ બારણું બંધ હતું પણ તે ચોથા ઓરડામાં જવાનુંજ બારણું હતું જયાં ખુશરૂને કાંઇ પત્તો મેળવવાની આશા ત્યાંજ બારણું બંધ એ કેવી નાશીપાશી. તે ઊભો રહયો અને વિચાર કરેછે કે આટલી બધી મેહેનત કીધી પણ વળ્યું શું ? તેણે શું જોયું ? ખબરો મેલવી અને ભુત પલીદની વાતો સાંભળ્યા છતાં હિમત કરી ચાલીને અંહી આવી મેળવ્યું શું ? તેણે શું જોયું ? ત્રણ ઓરડા, એક દાદર અને એક ચોથાં ઓરડાનું બંધ બારણું.

" ચાલો પાછા ફરો, સારૂં થયું કે કાંઇ ભંયકાર દેખાવ નજરે પડયો નહીં. બમન ઇરાનીનું મગજ ગયું છે અને તેનું સઘળું બોલવું ખ્યાલીછે." એમ વિચાર કરી ઉભોછે તેટલાં એક પગથયાં ઉપર ખીલા સાથે ભેરવાઇ ગયલા એક કપડાંના કટકા ઉપર તેની નજર પડી, તે લઇ જોયછે તો કપડાં ઉપર લોહીના દાઘ હતા આ જોઈ ખુશરૂની નશોમાં લોહી જોરથી વહેવા લાગયુ. કપડાં ઉપર લોહી કોણનું હોય ? કોઇનું પણ ખુન થયલું હોવું જોઇયે. કપડાનો કટકો ગજવામાં મેલી દાદર ઉપર વાંકો વળી જોયછે તો દરેક ફાંડયા ઊપર લોહીના દાઘો દેખાયા અને દાદરની છેક નિચે એક ખાડામાં પુશ્કળ લોહી બંધાઇ ગયલું જણાયું.

બમન ઇરાની ખ્યાલી હતો કે ? નહીં તેણે ખુન થયલું જોયુંજ હોવું જોઇયે.

" શીરીન મને કેવી ધિકકારશે ! મારી ઉપર દયા કરી મને રખડતો ઠેકાણે પાડયો તે માટે તેણી કેવી પસતાશે ! અને જે દહાડે તેણી મને પેહેલી મલી તે દહાડાને તેણી કેવો અભાગ્યો ગણશે ! પણ મારી તો ફરજ છે કે એ વિષે પોલીસને ખબર કરવી પછી ખુન કરનાર [illegible]રીનનો બાપ હોય કે દાદો."

ખુશરૂની તપાસતાં ખાતરી થઇ કે મરનાર સખસ સીડી ઉપરથી ગબડી પડયો હતો અને પડયા પછી એકજ જગયે પડી રહયો હતો, નહીંતો એકજ ઠેકાણે લોહી એકઠું થતે નહીં, પણ ત્યારે તે મુડદુ ગયુ કયાં? બેશક ખુનીએ તેને કોઇ ઠેકાણે છુપાવ્યુ હશે.

મને તેનું મુડદુ શોધી કહાડવું જોઇયે. દારાબશાહે બાગમાં આટલામાંજ દાટેલું હોવું જોઇયે. કાંઇ ફીકર નહી. જે દાદગરે મને આ તપાસ કરવા આગળ કીધો તેજ ધણી મને એ કામમાં પાર ઉતારશે. ખુદરત માણસ કરતાં બેશક વધારે જોરાવર છે. જે ધણીને મારે ચલાવો જોઇયે તેજ ધણીનું ખુન શોધી કહાડવાને મને મુકરર કીધેલો જણાય છે.

દાદરના ફાંડયાં અને તેની નિચેની સઘલી જગયા તપાસી અને બીજી સાબેતી મેલવી ત્યાંસુધી તે ત્યાંથી ખસ્યો નહીં. બીજી સાબેતી એક રૂમાલ પરથી હતી. એ રૂમાલ પણ તેણે ગજવામાં ખોસ્યો અને પછી જે રસ્તે અંદર આવ્યો હતો તે રસ્તે સંભાલી આજુ બાજુ જોતો બહાર નિકલ્યો અને આસ્તે રહી કોઇ ચોંકી ઉઠે નહીં તેની પુરતી સંભાલ રાખી પોતાના ઓરડામાં જતો રહયો.




## રસ્તા ઉપર.

માણસની સબુરી તો ખુદરતની મેહેર;
સબુરી ને ખંતથીજ બંધાય છે ઘેર.

પીરોજા ઘરમાં ગુલની વાટ જોતી બેઠી. કોનસર્ત પુરો થયા પછી અર્ધો કલાક વહી ગયો. તોપણ ગુલ પાછી ફરી નહીં ત્યારે પીરોજાથી બીલકુલ થોભી શકાયું નહીં. ગાડી કરી તેણી કોનસર્ત હાલ તરફ ગઇ. સઘલા લોકો ત્યાંથી ચાલી ગયાં હતાં પણ જે

પાણીવાલો દરવાજા ઉપર ઉભો રહયો હતો તે પાણીવાલો ત્યાં કાંઇ સરસામાન ગોઠવતો હતો. પીરોજા વારંવાર ગુલને નિશાળે લેવા જતી હતી તેથી પાણીવાલો તેણીને ઓળખતો હતો. તેણીને જોઇ ગભરાઇને તે બોલ્યો, "બાઇ, હું ઉંધાળછું કે જાગુંછું. કલાક એક થયો ગુલબાઇ તો તમારે ઘેર ગયાં. કોઇ દાકતરનું માણસ ગાડી લાવ્યું હતું કે તમે બહુ આજારી છો, તેથી તમારી છોકરી ગભરાતી અકળાતી તે માણસ સાથે ગાડી લઇ આવ્યો હતો તેમાં બેસી ગઇ"

"બોલ બોલ ભાઇ તે ગાડી કયી તરફ ગઇ, હું તેની પછવાડે જાઉં"

"તે ગાડી કયાં નિકલી ગઇહશે તે કાંઇ તમને મળે! જો મળેતો આંગલી કપાવી નાખું. ભુલ થઇ હશે પણ જયારે ભુલ માલમ પડશે ત્યારે તેણી પોતે ઘર આવશે. તમે જાવો તે ઘરમાંજ આવી હશે."

"ભુલ! મને નહીં લાગતું કે ભુલ છે. કોઇ મારી ગુલાબ જેવી છોકરીને ફસાવી લઇ ગયુ છે."

પીરોજાને દારાબ યાદ આવ્યો. તેના સોગંદ અને જાહેર દુશમની એ સઘળું યાદ આવ્યુ અને એકવાર દારાબે ગુલને માટે જે ચેતવણી આપી હતી તે તેણીને તરતજ યાદ આવી.

તેણીએ તેને ધિકકાર્યો હતો અને તેણે તેણીની જુવાની બરબાદ કીધી હતી. તેણીએ તેને ધિકકાર્યો હતો અને તેણે દુશમનાઇ જાહેર કીધી. હવે તો તેણી તેનાથી બેજાર થઇ ગઇ હતી.

"અરે ખોદા, જો મારી ઉપર એવો ફટકો પડેતો હું હિમતથી અને ધિરજથી ખમું! પણ મારૂં ગુલાબ! મારી ગુલ! મારૂં નિરદોષ બચ્ચું! આહ! તેની ઉપર આ ફટકો ઘણો સખ્તછે. તે હું કેમ જોઇ શકું! આ સઘળો વિચાર પીરોજા પોતાના મનમાં અને પેલા પાણીવાલાની હાજરીમાં કરતી હતી. તેને પીરોજાની હાલત જોઇ દયા આવી તેથી તે બોલ્યો "બાઇ તમે મુગાં મુગાં ઘર જાવો. હું ધારૂંછે, કે ગુલબાઇ તો હમણા ઘર હશે."

"બાઇ તું શું જાણે કે મને શાની ધાસ્તી છે! વારૂં ભાઇ, તે ચાકરે કયા દાકતરનું નામ દીધું?"

"કોણ જાણે તેણે કાંઇ નામ તો દીધું હશે, પણ તે મારા કાનમાં ગયું નહીં."

"અને દાકતર ક્યાં રહેછે તેબી નહીં!"

"નહીં બાઇ, તે બી મારા કાન ઊપર આવ્યું નહીં."

"વારૂં ત્યારે હું ઘર જાવું છું, જે ખોદા કરે તે ખરૂં."

પીરોજા ઘર ગઇ. આખ્ખી રાત બેસી બેસીને કહાડી. સહવારના પોહરમાં ઉઠી હવે શું કરવું તેનો વિચાર કરતી બેઠી. કોઈ દોસ્ત કે ઓળખીતાંની મદદ દરૂસ્ત ધારી નહીં.

પીરોજા ઘણાઓને ઓલખતી હતી. તેઓએ તેણીની સાથે ખાધું પીધું હતું. પણ જે દહાડેની તેણી ગરીબ હાલતમાં આવી હતી તે દાહાડેથી કોઇને રસ્તે ગઇ હતી નહીં અને તેઓ પણ તેણીને વીસરી ગયાં હતાં. હવે બીજાં કોણુને જઇને મલે અને કોણુની મદદ માગે. ડાહાપણુથી પીરોજાએ નિચે પ્રમાણે ઠરાવ કીધો:—

"મારે દારાબ પાસે જવું અને અરજ કરવી. એજ ચંડાલનું એ કારસ્થાન હશે અને એજ ડાહયો થવા ખાતર મારી છોકરીની સોધ કરતો હોય તેમ ઢોંગ કરી મારી ગુલનો પત્તો દેખાડશે."

તરતજ તેણી તૈયાર થઈ, દારાબને ઘર ગઈ. ત્યાં ચાકરે કહયું. "શેઠતો હમણાજ બહાર ગયા. આજે રાત્રે પાછા આવશે એવી વકી છે."

"ઠીકછે ત્યારે હું કાલે પાછી આવીશ. એમ કહી પીરોજા ઘર જવા પાછી ફરી. ધાસ્તી ફીકરથી તેણીના પગ ધુજતા હતાં, તેથી તેણી આસ્તે આસ્તે વિચારમાંને વિચારમાં પોતાના વગર ખુશાલીના ઘર તરફ પગને જેમ તેમ ચલાવતી હતી, એટલામાં કોઇએ તેણીને નામે હાંક મારી ઉભી રાખી.

"પીરોજબાઇ તમે મુંબાઇમાં, અને વળી એકલા!"

પેહેલાં તો પીરોજાએ તેને ઓલખ્યો નહીં, પછી ધ્યાન આવ્યું; તેણીએ પુછ્યું "ગુસતાદજી કે?"

"હા પીરોજબાઇ, હું ગુસ્તાદજીજ છું. અમારી સ્તીમર ડુબી ગઇ અને મારા હાથમાં એક બોટ આવી ગઇ તેમાં ભુખે અને તરસે મરતો કેટલે દહાડે આફ્રિકાના કિનારા ઉપર ઘસડાઇ ગયો ત્યાં રખડયા અને

રજ્જામા કીધો અને ત્યાંથી મુંબઇ હું કાલેજ આવી પૂગ્યો. બીચારા બીજા બધાઓનો પટો નથી લાગતો. હું તમને જોવાને બહું ખુશીછું પણ તોબી પીરોજબાઇ મને દેખાય છે કે તમે કાંઇ દલગીર છો. તમારૂં મોઢું અને તેમજ તમારો પોશાક ગવાહી આપેછે કે તમે કાંઇ બલાપામાં છેઓ. ”

“બલાપો નહીં, ગુસ્તાદજી તમે નહી જાણુતા કે પુછો છો? તમે બચ્યાં અને બીચારા બીજા બધાઓનો પટો નથી લાગ્યો ત્યારે મારા નાદરશાહનો બી પટો નથી લાગતો કે નહીં? મેં તો જવા ના કહયું હતું! બીચારા મરવા ખાતર ચીન જવા નિકળ્યા.”

“એ શું બોલોછો પીરોજબાઈ? તમારો નાદરશાહ અમારી સાથે ક્યારે આવ્યો? અમે તો નાદરશાહને મુંબઇ મુકી જતા રહયા હતા.”

“શું! મારો નાદરશાહ તમારી સાથે નહીં હતો?”

“નહીં ખાતરીથી નહીં. હું આજે બપોરની ગાડીમાં તમારે ત્યાં સુરત જવાનો હતો અને ત્યાં બેશક તમને, તમારા નાદરશાહને અને તમારાં ખુશરૂં ગુલને જોવાની હું આશા રાખતો હતો.”

“ગુસ્તાદજી મારૂં માથું ફરેછે! મને ફેર આવેછે! તમે કહોછો કે નાદરશાહ તમારી સાથે નહીં આવ્યા હતા. પણ ત્યારે આએ રંડાપો શાને વાસ્તે લીધો? ૨૬મી જુનને દહાડેના મેં મારા નાદરશાહને, દીઠા નથી અથવા તો મને કાંઇ કાગજ પત્ર કે કોઇના મોઢેનો સંધેસો પણ મળ્યો નથી.”

“તમે તેને નથી મળ્યાં? ત્યારે તમે એમ ધારતા હતાં કે તે અમારી સાથે આવ્યો?” “હા, ખરેખર, એમ નહીં તો બીજુ શું?”

“ઓ ખોદા! એમાં કાંઇ પણ ભેદ હોવો જોઇયે. કાંઇ પણ નાદરશાહને આફત નડી હશે?”

“હા! કોઇએ મારા નાદરશાહને મારી નાખ્યો હશે. નહી તો નાદરશાહ બચ્ચાં છોકરાંને મળ્યા વગર રહે નહીં.”

“ગુસ્તાદ પીરોજાને તેણીના ઘર લઇ ગયો અને ત્યાં ધિરજ આપતો ગયો અને સ્ટીમર ઉપડી જવાની એક દહાડો આગમજ નાદશાહ એપોલો બંદરથી દારૂ નાણાવટીની પહેડી તરફ સોનાના નાણા

પાછા લેવા ગયા હતા તે કહી સંભળાવ્યું. દારાબનુ નામ સાંભળી પીરોજા ચોંકી અને હવે પીરોજાને સમજ પડી.

"અહા! હવે હું સમજી! જે વારે નાદરશાહ જવા નિકળ્યા તે-વારે મને ખુદરતી આગાહી થઈ કે આ વેલા મોટી આફત નડશે. અરે! નાદરશાહ ચીન નહીં પણ મોહતે જવા નિકળ્યા હતા!"

"પીરોજબાઇ, આપણને આશા તો મરતાં તલક છોડવી નહીં."

પીરોજાએ પુછ્યું:—ગુસ્તાદજી મને એક વાત કહો. મારા ધણીએ મુંબઇ આવી બે લાખ રૂપીઆ દારાબને ત્યાં મુકયા અને દારાબ પાસે ઉછીના રૂપીઆ નથી લીધા, એ વાત વિષે તમારી પુરતી ખાતરી છે?"

"હા, નાદરશાહ મલકાતા મલકાતા અમને એપોલો બંદર ઉપર મળ્યા ત્યારે કહેવા લાગ્યા કે હું તો મારી બૈરી છોકરાંને વાસ્તે બંદોબસ્ત કરી આવ્યો છું. દારાબની પેહડીનું તલીયું આવ્યું છે એવી ખુમ મેં વાંચી હતી અને તેથી મેં પોતે નાદરશાહને તુરતને તુરત જઇ નાણા પાછાં લઇ આવવા કહ્યું. મને બરાબર યાદ છે."

"આહા! ત્યારે જે દસ્તાવેજની રૂહે ઘરબાર છોડવું પડયું તે તો ખોટું હોવુ જોઇયે!"

પીરોજાએ ગુસ્તાદને નાદરશાહના ખોટાં કરજની અને ખોટા દસ્તા-વેજની વાત કહી સંભલાવી અને છેલ્લે કહ્યું "ગુસ્તાદજી, મારા ધણીને કોઇએ આ જેહાનથી ઊખેડી નાખ્યો છે. દારાબનો તે ભોગ થઇ પડયો છે એવુ મને મારૂં મન માનવા કહેછે."

"બનેજ કેમ! મનાયજ કેમ! દારાબ ખુન કરે! પીરોજા, દારાબને ખુન કરવાની મતલબ શી? ખુન થયું હોય તે કાંઈ છુપું રહે?"

"નહીંરે ગુસ્તાદજી તમે નથી ઓળખતા! દારાબ મોટો પૈસાવાલો છે, તેથી શું થઇ ગયું! તેના જેવા ચંડાલ અને પાપી બીજા થોડાજ હશે. તેને અંતઃકરણ કયાં છે! તેને દયા કયાં છે!"

ખુન કીધુ એ ગુસ્તાદજીના ધ્યાનમાં હજી નહીં ઉતરયું, તેથી તેણે કહ્યું, "દારાબ ખુન તો કરે નહીં. પાછા ફરતાં કાંઇ અકસ્માત બન્યો હોય એમ મનાય."

"જો અકસ્માત બન્યો હોય અને તેમાં મારા ધણીનો જાન ગયો તો તે શું ખબર નહીં પડે ! અને જો અકસ્માત પછી જીવતો હોય અને બીમાર હોય તો હજી શું સુદધીમાં નહીં આવ્યો હોય ? મારા નાદરશાહ પાતાલમાંથી પણ મને લખ્યા અથવા લખાવ્યા વગર રહે નહીં. તમે પોતે નાદરશાહને નથી ઓળખતા ?"

"તમે કહો છો તે ખરૂં છે. નાદરશાહ જેવા વર અને તેના જેવા દોસ્ત મલવા મુશકેલ છે. હમે નાનપણથી એક એકને ભાઇ કરતાં આલે ગણતા હતા. અફસોસ આ જેહાનમાં નાદરશાહની જગ્યા કોઇ બીજો શખ્સ પુરે એવી મને તો આશા નથી."

"ગુસ્તાદજી મને મદદ કરો. મારા ધણીનો પતો મેળવવામાં મને મદદ કરો."

"દિલો જાનથી. એક બારગી મારો જાન જાય ત્યાં સુધી હું તપાસ કરીશ. તમે મારી સાથે એક બહેન તરીકે છો. તમને મદદ કરી નાદરશાહના રૂહને ખુશી કરવામાં મારો પૈસો પણ તણાઇ જાય તો હું દલગીર નથી થવાનો." "ત્યારે હવે વખત નથી ગુમાવવાનો."

"હા એટલા વેર તો હું જાણું છું કે નાદરશાહ દારૂની પેહડીએ પાછા ફર્યા, પણ હવે એટલું જાણવું જોઇએ કે તે પેહડીએ ગયલા કે નહીં, તે પેહડી ઉપરના મેહતાને પુછ્યાથી માલમ પડશે."

"ગુસ્તાદજી, દારૂના સઘલા માણસો દારૂને મળેલાં છે. ખુદરત પોતે આપણને મદદ આપશે. આપણે એકદમ પેહડી ઊપર જઇએ."

ગુસ્તાદ નાદરશાહનો પીરોજા જેટલોજ હેતવો હતો. ગુસ્તાદે ગાડી મંગાવી અને તેમાં પીરોજાને સાથે બેસાડી દારૂની પેહડીએ ગયો. એક મકાઇ ડોળા જેવો ખુંધો અને ખુદો તેબલ ઉપર બેસી ખાતાંવહી તપાસતો હતો. તેણે ગુસ્તાદ અને પીરોજા તરફ ડોકું ઉંચું કરી જોયું. ગુસ્તાદને તો ઝાડું પણ પીરોજાને ટીકી ટીકી જોઇ તેના હોઠ ધ્રુજવા લાગ્યા, તે ઊપરથી દેખાતું હતું કે તેના દિલમાં કાંઇ પણ રમી રહ્યું હતું. આ ખુંધો બીજો કોઇ નહીં પણ ખટલો ખુંધો પોતે હતો.

"તરસ. એક દહાડાની ઉપર બનેલી એક વાત પુછવા આવ્યાં

છીએ. બાર મહિના ઉપર આ પેહડી ઉપર શું ઉહલ પાથલ થઇ તે તો તમને યાદ હશે ?" ગુસ્તાદે પુછયું.

"ભેજાંમાં નહીં હશે તો કોઇ બીજે જગ્યે હસે, ત્યાંથી ભેજાંમાં લાવી શકશું, શું પુછવું છે તે બોલો."

"ગયા વરસની તા૦ ૨૭ મી જુનને દિવસે એક નાદરશાહ નામનો ચીનનો વેપારી બે લાખ રૂપીઆ અહીં મુકી ગયો હતો તે તમને યાદછે?"

"હા સાહેબ તે મારા મગજમાંથી હજી ભુસાઇ ગયું નથી. તે અહીં આવ્યો ત્યારે મેંજ પેહલાં વાત કીધી હતી." "તે પાછાં નાણા લઇ ગયો?"

"અધીરા માણુસની પેઠે તે હાંફતો હાંફતો તેજ દહાડે પાછો ફર્યો હતો."

"ત્યારે તે નાણા લઇ ગયો ખરો?"

"દારાબશાહ શેઠ તો એમ બોલતા હતા."

"ત્યારે તે લઇ ગયો ખરો ?"

"મારા સાહેબ કાન બંધ છે શું કે સંભળાતું નથી ? નાણાવટી હૉલમાંથી હું રાતના દસ વાગે સ્તેશન ઉપર જવા નિકળ્યો, તેવારે વેપારી સાહેબ દારાબશાહ સાથે હતા. ભોગજોગે ત્રેન ચુકી જઇ હું પાછો ફર્યો ત્યારે વેપારી શાહેબ તો સધાવેલા. સમજોછો કે શેઠ કે વલી બીજીવાર બોલવું પડશે ? દારાબશાહ શેઠને પુછવાથી માલમ પડયું કે ચીનાઇ વેપારી રૂપીઆ લઇ સધાવ્યા. જો શેઠે રૂપીઆ તાબરતોબ આપ્યા નહીં હતે તો સ્તીમર જતી રહેને અને બીચારો ચીન જતો રહી જતે."

"રહી જતે શું ? રહી ગયો, સ્તીમરમાં તે નહીં હતો. ધ્યાન આપો મેહ તાજી સાહેબ, નાદરશાહને નાણાવટી હૉલમાં જતાં જોવામાં આવ્યો છે. હવે બે સવાલ છે. પેહલો, હકદાર ધણીને તેના નાણાં પાછાં આપવામાં આવ્યાં કે નહીં ? બીજો, નાદરશાહ ત્યાંથી જીવતો જવા પામ્યો કે નહી ?"

ખુંધા ખરશેદજી ખુંધ ચડાવી ચસમામાંથી આડ કતરું ગુસ્તાદ તરફ જોવા લાગ્યા, પછી હાથ આમથી તેમ હીલવી બોલ્યા, "બાપરે! આએ લોકો તો કોઇને નહીં છોડતાં. મારા મેહરબાન શેઠ, તમે મુરબ્બી એમ ધારોછો કે મારો શેઠ બે લાખ રૂપીઆ ખાતર તેના ઘરાકોનું ખુન કરે ! તોબાહ! કેવો અલાપ! દારાબશાહ પાસે શું કમતી છે?"

"હા કબુલ કરૂં છું કે દારાબશાહ પાસે લખો રૂપીઆ છે, પણ તે વખતે નહીં હતા. પહેડીના તળીયામાં ગાબડું પડેલું હતું, અને તે ગાબડું નાદરશાહ ચીનાઇના રૂપીઆથી પુરી લીધું હોય એમ માનવાને શું કારણ નથી?

"લોકો તો ગમે તે કહે તેથી કાંઇ અમારાથી લોકોને મોઢે તાંલું મરાય? એ બનેજ નહીં. ગામમાં કોને માટે ખોટી અફવા ઉડતી નથી? મોટાના દુશમન ઘણા વાસ્તે, જાઓ અમે કાંઇ તમારા વેપારીને જોયા નથી. તમારે ગમે ત્યાં સોધી લ્યો."

"ઠીકછે. જ્યારે નાણાવટી હોલમાં નાદરશાહ ગયો તે વિષે કોર્ટમાં ઉલતપાલત જવાબ પુછાશે ત્યારે માલમ પડશે. જતાંનેવાર એ કેસ પોલીસના હાથમાં આપું છું. નાદરશાહ દારાબને ત્યાંથી જીવતો ગયો કે નહી તે પોલીસ સોધી કાહાડશે."

"કાહાડશે તેમાં શું શક? વખતે પોલીસ પણ થાપ ખાઇ જાય. આવજો, સાહેબ મેહરબાન પણ સબર! તમે તો તમારે ગમે તેમ છબલી દોડાવી, પણ મને તમને મદદ કરવા ગમે છે. સમજો કે મને કાંઇ ખબર મળી તો તે હું કયાં લખીં જણાઉં?" પીરોજાએ તરતજ જવાબ આપ્યો, "નાદરશાહ ચીનાઇની ધણીઆણી, મરઘા સેરી, કોટ, મુંબઇ."

ગુસ્તાદ પીરોજાને ઘર મુકી બીજે દહાડે સહવારે પાછો આવવા કહી, પોલીસને ખબર આપવા ગયો.

પીરોજાએ સાડી કાહાડી તે અગાઉ બેશીને ખુરશ ઉપર એક કાગજ ચીતરી કાહાડયું, જેમાં ગુસ્તાદના પાછા ફરવાની ખબર લખી જણાવી, વધુ લખયુ હતું કે તું દાદરે રહેછે તેથી ખબર કાહાડજે કે તા૦ ૨૭ મી જુનને દહાડે તારો બાપ દારાબને ત્યાં ગયો હતો પણ તેને જીવતો પાછો બાહાર જતા કોઇએ જોયો હતો કે નહી."






## નાજાંની હુજ્જત.

હુજતમાં પેહલવાનોએ પ્યારા જાન ખોયા છે ;
તવંગરોએ પૈસાથી તદન હાથ ધોયા છે.

નાજાંએ ગુલને સ્કુલ છોડાવી પણ પોતે ત્યાં ઘણો વખત રહી નહીં. તેણી એક નોજુવાન સખ્સ સાથે અદરાયલી હતી, અને થોડા દિવસમાં લગ્ન થયાંથી પરણી સંસારમાં પડી હતી.

નાજાંના વરનું નામ નવરોજી નાનાભાઈ નપટીઆ કરી હતું. દોડિયાં પુષ્કળ–પોતે પણ માલ સારો જુવાન અને હસકો, ખાનદાન ઊંચું, નાજાંને જરા હુશિઆર જોઈ તેણી ઉપર મોહી પડયા, પણ પાછળથી હુશિઆરી આડી નિકલી. નાજાંના નસકોરાં અને નખરાંનું વર્ણન ટુંકમાં કરવું પડશે. નવરોજીને ઉઠ કહુ તો તે ઉઠે અને બેસ કહે તો બેસે, જા કહુ તો જાય અને ચાલ કહેતો ચાલે અને બોલ કહે તો બોલે, નહીં તો નાજાંના નસકોરામાં નવટાંક ઘી સમાય એટલાં નસકોરા ફુલે, અને વળી નવરોજીને સપાટ કે ઝાડું પડે તે તો તદન જુદું ! બાઈ સાહેબના મગજમાં કીડો ચવડયો કે આજે નવરોજીને ઓરડામાં નહીં આવવા દેવા તો બારણા અંદરથી બંધ કરી બેસે અને નવરોજી ઠોકે ત્યારે કહે, “ચાલો પછી આવજો હમણા તમારે ગમે ત્યા જઈને બેસો.” એવું એવું હજારો વખત થાય, પણ નવરોજી નાજાંને પોતાની દેવી સમજતા, માર ખાતા અને તેનાજ કાલાવાલા કરતા અને માફ માગતાં.

નાજાં પોતાના લગ્ન પછી નવરોજીના વાલકેશ્વરના બંગલામાં જઈ રહી હતી. એક દહાડો વળી ધણીને તુચ્છકારી કાહાડી નાજાં ભવા ચડાવી ગુસ્સે થઈ બેઠી ત્યારે નવરોજી પતાવા ગયા. “મારી પ્યારી બોલ મેં શું કીધું કે તું મોઢું ચડાવીને બેઠી છે.”

"કાંઇ નહીં, તમને યાદ કયાંથી રહે, મેં તમને હીરાની લાકીટ લાવવા કહી તે લાવ્યા કે ?"

"તે તો લાવીને કયારની મેં મારી કબતમાં મુકીછે. મેં તારૂં બારણું ઠોકયું ત્યારે મને તારી આયાએ કહ્યું કે બાઇ બાહાર ગયા છે અને તું તો અંદર રાગડો કાહાડતી હતી."

"શું બોલ્યા, રાગડો શું ?"

"નહી નહી મને માફ કર ગીત ગાતી હતી."

"ઠીક છે, નવરોજી આજે કેટલા દહાડા થયા મારો મીજાજ પાધરો નથી. તમને મારા બોલથી ગુસ્સો તો લાગતો હશે પણ જાઓ હું તમને બધું માફ કરૂં છું."

"મારી કેવી પ્યારી અને હેતવતી !"

"સબર સબર ! માફ કરૂં છું. તે એક સરતે. મારૂં એક કામ કરો તો."

"મેં કયે દહાડે તારૂં કામ નથી કીધું. મારી પ્યારી બોલ કોઇ દહાડે મેં તને ના પાડી છે ?"

"નહીં--પણ તમારાથી બને તે તમે ના કહો તો પછી હું જોઇ લેનારી કેવી છું ? પણ આએ વાતમાં તો તમારાથી બનશે કે નહીં તે એક સવાલ છે."

"મારી પ્યારી. મારી પ્યારી નાજાં બનશે તો કરીશ અને નહીં બનશે તો ગમે તે કરી તે પાર પાડીશ."

"ઠીક છે ત્યારે, કામ હુશિઆરીથી બજાવાનું છે. આપણી પડોસમાં. નાં બંગલામાં પેલા કાવશજી રહેછે જેવણને આપણે હસવા મશકેરીમાં કાનકાંનુ કરી કહીએ છીએ તેવણને ત્યાં આજે છ મહિનાની વાત ઉપર ઘોડી વીઆઇ હતી. વછેરી મોટી થઇ ત્યાં સુધી રાખી પણ પછી જરા પોતાનું પાણી અને જોર દેખાડવા લાગી ત્યારે તેઓ બીધાં કે રખેને કોઇ દહાડે પીઠ ઉપરથી કોઇને ફેંકી દીએ, તેથી લીલાઊંમાં મોકલાવી દીધી. આપણી પછવાડે બંગલા છે ત્યાં કોઇ ફેંફસા જેવો ફરામજી રહેછે તેને તે લીલાઉંમાથી ખરીદ કીધી પણ તે ઘોડી બહુ મજાનીછે. રંગે નારંગી અને તેનુ નામ બેઢંગી પાડેલુંછે. હવે ગમે તે કરી તે ઘોડી મને મેળવી આપો. મને અગાઉથી ખબર હતે તો શીરીનબાઇને કહીને હું બારોબારથી

ખરીદ કરતે પણ આજે તે આવી ત્યારે મને કહ્યુ."

"જો નાજાં એવી બેઢંગી ઘોડીને લઇને શું કરશે. તને ઘોડા ઉપરજ બેસવાનો શોખ થાય છે તો બીજી સરસ મળશે."

"હા—પણ બેસુ તો તેજ ઘોડીએ બેસું."

"પણ જવા દે, ઘોડી તેજી હશે તો ખાલી કોઇ દહાડો હેરાન કરશે."

"શુ ? હું ઘોડી જેવા જનાવરથી બીહું કે ? મને તેજીજ ઘોડી જોઇયે છે. ઘોડીને હું જેર કરૂં કે તે મને કરે ? જાઓ જાઓ, બાયલા ના થાઓ. થંડા પાણીના ઘોડા ઉપર બેસવાથી કાંઇ વાંધે મરાતો હશે. એ ઘોડી મને બહુ પસંદ છે, વાસ્તે જો તમે નહીં લાવી આપશો તો તમારે મારે આજ પછી કાંઇ બોલવા ચાલવાનો પણ વેહવાર રહેશે નહીં."

"પણ પ્યારી. તું કહેછે કે તેનું તો લીલાઉં થયું."

"તેથી શું થઇ ગયું ? જેને લીધીછે તેની પાસે તમે લેઓ. નહીં આપે તો બેવડા પૈસા આપો."

"પણ કોઇને વેચવાની ગરજ નહીં હોય તો, ફરામજીને મનને ભાવતી હશે તો તે કાંઇ પૈસાની દરકાર કરે એવો આસામી નથી."

"ઠીક છે. આવા બાહના કાહાડી મને ઉડાવો ના, મારી પ્યારી—મારી પ્યારી કરી મારી પુઠે ફર્યા કરો છો, પણ જોઇ લાધો તમારો પ્યાર !"

આ તો હદ થઇ. નવરોજીએ પોતાનું દિલ તો શું પણ પોતાની સઘળી દોલત તેણીને અર્પણ કીધાં છતાં આવી કલાંત સ્ત્રી તેને મલી હતી. અંતે હેરાન થઇ તે બોલ્યો, "નાજાં તું એટલી ગુસ્સે ના થા હું તને કેટલી ચાહું છું તે હુંજ જાણું છું. મારાથી બનશે તેટલી તજવીજ કરવા હું જાઉછું."

"જાઓ, પણ બેઢંગી લાવો નહીં ત્યાં સુધી મારી આગળ આવતા ના." નાજાએ હવે હસીને કહયું.

નવરોજીએ ફરામજી ઉપર નિચે પ્રમાણે જઇને કાગળ લખ્યું:—

"જે નારંગી રંગની ઘોડી તમે લીલાઉમાથી ખરીદી તેમાં મારી ધણીઆણીનો ડોળો ખોવાયો છે. અને તે વગર તેણી બેકરાર છે, માટે જો એ મને વેચો તો જે કિમત માગો તે આપવા હું તૈયાર છું."

નવરોજી જવાબમાં નનાની આશા રાખતા હતા પણ જવાબમાં આવુ ના નહીં હતુ:—

"શેઠ નવરોજી, હું એઢંગીને વેચવા ઘણો ખુશી છું. કોઈ સો ઓછા બી આપે તો કબુલછે. હું અને મારો ઘોડાવાલો થાકી થાકી જઇયે છીએ. પણ જો તમારી બાઇડીને બેસવા જોઈતી હોય તો હું કદી આપનાર નથી."

નવરોજી આ જવાબથી ઘણા ખુશી થયા. જેવું જોઇતું હતું તેવું થયું.

નાજાંએ નવરોજીને પોતાની આગળ આવતાં જોયો ત્યારે મગન થઇ બોલી "કેમ એઢંગી ઘોડી કયાં છે?"

"નહીં મારી પ્યારી પણ"—

"પણ પણ શું. મારી આગળ પણ પણ કોઈ દહાડે ના કરતા. જાઓ અંહીથી નિકળો. ઘોડી લઇને મને મોહું દેખાડજો."

"વારૂ પ્યારી વળી એટલી આકડી પડી. આએ વાંચ અને શા માટે મે ઘોડી નહીં ખરીદી તે જો, મારી પ્યારી!"

નાજા એ કાગળ વાંચી ફેંકી દીધું અને પુછ્યું "ગમે તે હોય પણ તમારે તો તે ખરીદવી છે એવો જવાબ લખવો."

"મારી પ્યારી! મારી પ્યારી નાજા! આવી વાત જાણવાં પછી જાણી જોઇ"—

"બસ બસ બંધ કરો તમારી જબાન. બાહારથી નામનાજ મરદમાં ખપો છો નહીં! બાતેનમાં તો બાયલા છેઓ. જરા ઘોડો તેજી હોય તો તેની ઊપર સવારી કરવાને ખાંડી ખાંડી બીહવું! જાઓ લખો કે જે માગો તે લેઓ અને ઘોડી મોકલાવી દેઓ."

"પણ પ્યારી! નાજા પ્યારી! હું ખરીદું પણ તે ઉપર તું બેસતી ના. તારો શોખ પુરો પાડવા ગમે તો ખરીદ કરૂં. નહીં તો પ્યારા જાનની ખુવારી થઇ જશે."

"મારો જાન તમને વધારે પ્યારો કે મને? જે થવાનું હશે તે થશે. તમે જાઓ જવાબ લખો."

અંતે થાકી આ પ્યારમાં લપટાયલા જુવાનીઆએ જવાબ લખ્યો. અને તેની પ્યારીના જોખમનાં વિચારથી તેને બેચેની થવા લાગી. તે જવાબનો પણ તરત જવાબ થોડા વખતમાં મળ્યો:—

"શેઠ નવરોજી, જે ઓરતનો એ ઘોડીમાં ડોળો ખોવાયો છે અને

બેઢંગી ઘોડી ઉપર બેસી મોહબતને તેડેછે, તેને કહો કે મોહોબતને તેડવાના બીજા વધારે સેહલા રસ્તા ઘણા છે. બેઢંગી ઘોડી ઓરતને માટે નથી. કોઇ રાયોડી જેવો શખ્સ હાયોડા જેવા હાથે તેને મુશકેલીથી જેર કરી શકે."

લા. તમારો સેવક,

**ફરામજી.**

નવરોજી આ કાગજ લઇ વળી પોતાની પ્યારી નાજા આગળ દોડયા જે વાંચી તેણી હસી બોલવા લાગી:—

"શું બધી ઓરતો સરખી હશે? માણસ જેવા માણસથી એક જનાવર નહીં જેર થાય? જાઓ જાઓ નવરોજી ગમે તે કરી મારે વાસ્તે એજ ઘોડી લઇ આવો નહીં, ત્યાં સુધી મારી આગળ હવે ફરીથી આવતા ના. ઘોડી આવે પછી દેખાડું કે બેઢંગી જોરાવર છે કે હું."

"ત્યારે તું શું તેની ઉપર બેસવાની ખરી કે?

"બેસવાની! એહેહેં! કેવા બાયલા છેઓ! જાણે હમણા કાંઇ કુવામાં પડતી હોઉં તેમ હેબત ખાઓ છો. ફરામજીની ઉપર એક હજારનો ચેક મોકલાવો અને લખો કે ઘોડી મોકલાવી દએ."

નવરોજીએ ઘણા કાલાવાલા કીધા. પણ નાજોંની હુજજત આગળ નાચાર થઇ ચેક મોકળ્યો અને ઘોડી તરતજ આવી. તે દહાડો કોરટો નહીં હોવાથી, નાજા ખુદા, વરસાદ, આકાશ, વાદલ, સર્વેને ગાળોથી ધોવા લાગી.

"જો નાજા તું કહે તો બીજી દસહજારની ઘોડી લઇ આપું, એજ રંગ હોય તો? એવાજ દેખાવની હોય તો? જો પ્યારી મારો જાન લે, પણ કબુલાત આપ કે તું એ ઘોડી ઊપર નહીં બેસે."

"જાઓ જાઓ નવરોજી, એવા નાદાન ના થાઓ. હું એટલી હિમતવાલી છું કે એતો શું પણ એથી દબલ તેજી ઘોડી ઉપર હું બેસી શકું. થોડા વખતની વાત ઉપર હું મારી સહીને ત્યાં પુને ગઇ હતી ત્યાં એક ઘોડી કોઇને બેસવા નહીં દેતી હતી તેને મેં જેર કીધી તો પછી આ તે શું."



## પ્રકરણ-૩૨

## સખીની સાક્ષી.

ખુદરત તારી ક્તિની શું તારીફ ગાઉં,
નહી પુરી થાય ગર હું બી મરી જાઉં.

ગુફામાં જઇ આવ્યા પછી ખુશરૂ બેકરાર રહયો. તે શીરીનથી બને તેટલો દુર રહે તો કપડાનું લોહીથી ખરડાયલું ચીથડું, રૂમાલ, દરેક પગથીયાં ઊપર લોહી, અને નિચે લોહીનો ખાડો એ સઘળી ચીજ ઉપર તે કલાકોના કલાકો સુધી વિચાર કરતો:—

ગયા જુન મહિનામાં એક શખ્સ અંદર આવ્યો હતો અને તેને બાહાર જતાં કોઇએ જોયો નથી. ત્યારે બમન દરાનીનું બકવું મુળ વગરનું નહી હતું. જેવારે તેને તે ભયંકાર દેખાવની યાદદાસ્ત થતી તે વારેજ તે બકતો હતો.

આ દુનિઆમાં ફરજ છે કે નેકીના કામ કરવા અને બદીનો નાશ કરવો. દારાબની છુપી રહેલી બદીને ઊઘાડી પાડવી એ ખુશરૂ પોતાના મનથી પવિત્ર ફરજ સમજતો હતો. પણ શીરીન ! શીરીન ! તેની નજર આગળ તે આવી ઉભી રહેતી. દારાબને પાયામાલ કરવાથી શીરીનની સુખ શાંતીમા ખલલ થાય તેનું દુ:ખ ખુશરૂ કેમ જોઇ શકે !

“ છટ ! છટ ! દારાબ ખુન કરે નહીં. પેલા બમનની માફક મારૂં મગજ પણ ઠેકાણે રહેતું નથી !

આવી રીતે ગમે તેવી રીતે શીરીનને ખાતર મન સાથે સમજુતી કરવા ગયો પણ તે ફોકટ ! ખરી બીના તેને કાયર કરતી અને છુપી ખુદરત તેને ઉસકેરવામાં કાંઇ બાકી રાખતી નહીં.

આહા ! સાચની સામે થવાના ફાંફાં મારવા ફોકટ છે. ખુશરૂને

સઘળું ઘરમાં અંધારૂં દીસતું હતું. હવાની અંદર લોહીનો વાસ આવતો હતો. શીરીનની શાંતીમાં ખલલ થાઓ કે પછી ગમે તે થાઓ, પણ ખુદરતની ઉસકેરણી સામે કેમ ટકાય?

તેજ દહાડે પોલીસને જઇ ખબર આપવાનો ઠરાવ કરી ખુશરૂએ શીરીન ઉપર ટુંકમાં પોતાનું રાજીનામું લખી તેણીની માયાભરેલી વર્તણુક માટે અતી ઉપકાર માન્યો, અને પોતાનો સર સમાન કોથલામાં બંધ કરી તે કોથલો ત્યાં રહેવા દીધો અને શીરીન મળે નહીં તેમ જતા રહેવાનો વિચાર કીધો કે રખેને શીરીનનો ચેહરો તેના ઠરાવમાં ખલલ કરે અને મન ફેરવી નાખે, પણ ગમે તેટલું મનને માર્યું પણ તેણીને છેટલી જોવા વગર ચાલ્યું નહીં. તેણી પોતાના ઓરડામાં બેસી પીઆનો વગાડતી હતી ત્યાં જઇ બારણા આગળ જઇ ઉભો અને ફાટમાંથી તેણીને જોઇ "ખોદા તારો નેગહબાન થાઓ" એવા બોલ બબડી ત્યાંથી ચાલી ગયો. સ્તેશન ઉપર જતાં જતાં તેને વિચાર આવ્યો કે પોસ્ત આફીસમાં માય બેહનના કાગળો આવ્યાં હોય તે લેતો જાઉં.

પોસ્ત માસ્તર ખુશરૂનો દોસ્ત હતો અને તે તેના કાગળો સાંજ રહેવા દેતો હતો. એમ કરવાનું કારણ એજ કે ખુશરૂની માય તો તેનુ ખરૂં નામ લખતી હતી અને ખુશરૂ તો લીમજીના નામે શીરીનને ત્યાં રહયો હતો અને તેથી છુપી વાત સાચવી રાખવા આ ગોઠવણ કીધી હતી

જતાંને વાર પોસ્ત માસ્તરે તેને એક કાગજ આપ્યું, જે તેની માયનું હતું એમ ખુશરૂ અક્ષેર ઉપરથી ચેતી ગયો, પણ ધ્રુજતા અક્ષરે સરનામું જોઇ ગભરાયો કે રખેને મારી માય અજારી હોય આકલો ગાભરો થઇ ઉખેડી વાચતાંને વાર તેના હોશ ઉડી ગયા. આ કાગલ ગુસ્તાદન મળવા પછી પીરોજાએ લખ્યું હતું તે હતું.

તેનો શક હવે મજબુત થયો. જુન મહિનામાં એક શખ્સ દારાબ આગળ અંદર ગયો, તે તેનો બાપ હોવો જોઇયે અને તેને પાછો બાહાર જતાં કોઇએ જોયો નહીં અને અત્યાર સુધી તેના બાપનો પટો નહીં મળવાનું કારણ એ કે નિચ દારાબે તેનું ખુન કીધું હતું.

તેણે નાણાવટી હોલમાં પાછો જવાનો ઠરાવ કીધો, તેના ટાંટીઆં ચાલે નહીં. તેનું લોહીં ઉકલવા લાગ્યું. તેનું મગજ ફરવાં મંડયું. શું કર

શુ' અને કેમ શોધ કરવી તેની સમઝ પડી નહીં, પણ પછી એક ઉપાય ધ્યાનમાં આવ્યો જે તુરત બજા લાવવાની ઊલટથી તેનામાં નવુ' જોર આવ્યું.

સુરજ અસ્ત પામ્યો હતો. ઝઝકલાંએ અ'ધારાને પોતાની જગ્યા આપી હતી. તે નાણાવટી હોલના દરવાજામાં દાખલ થઈ સીધ્ધો ઘરમાં જવાને બદલે ઝાડોમાંથી ચાલતા લાગ્યો. તેની મતલબ બમન ઇરાનીને શોધી કાહાડવાની હતી. તેને ત્યાં શોધવો નહીં પડયો. હમેસની જગ્યાએ હમેશની હાલતમાં બેહેલો હતો, ખુશરૂને ઓલખી તે ઉભો થયો:—

"ઓવ ઓવ, કોઇ ફીકર નહીં કરેછ તુ' મારા દુસ્ત છે, અને માર છુપી વાત તું કોંઇ જાણુવા માગતી નથી. તુ' ડાહયા છે. શીઠને કુઇ ફ-સાવે છ ? નિમકહલાલ એવા કામ કરે છ ! સીઠના કુઇ જાન લેવાડેછ?"

ખુશરૂ તેની પાસે બેઠો અને તેના ખભા ઉપર હાથ મુકી બોલ્યો:-

"બમન જો સાંભલ, એવાને એવા ખ્યાલમાં તુ' તારો આખો બુઢાપો કા-હાડે છે. મને તારી મદદ જોઇયેછે. વાત કાંઇ હસવાની નથી. આ જો સબી. આએ શખ્સને તેં કોઇ દહાડો જોયો છે ?"

ખુશરૂએ પોતાની લાકીતમાં મુકેલી પોતાના બાપની સબી બમનને દેખાડી. બમને પેહેલાં તો તેની તરફ બાયલા માફક ટીકી ટીકી જોયુ' પછી તેની આંખો ફુલવા લાગી, અને આંગમાં ધ્રુજરાં છુટયાં:—

"ખુદા ! પરવરદીગાર ! એ શું જોય છ ! પેલા છુપા વાત ! એ તું કોંથી લાવી ! "

"બધું પછી કહીશ આ સબી જો, અને મને કહે કે તેં આ શખ-સને કોઇ દહાડો જોયો હતો કે નહીં ? "

"મેં જોઇ હુતી કે નહી ! એ સબી તો મારા મગજમાં પાડેલા છે ! દરરૂઝ એ સખશ મારી પછવાડે લાગે છ ! હું જે જેગાપર જાયછ ત્યાં આવેછ ! પાણીમાં જોયછ તો એ દેખાયછ ! અ'ધારામાં જાય છ તો એ દેખાયછ ! આંખ બ'ધ કરેછ તો એ દેખાયછ ! હું મારા સીઠને ફ-સાવેચ નહીં તેથી એ મારી પુઠે લાગાચ. છોકરા એ તું મારી આગલથી લઇ જાયચ નહીં તો હું ઘેલા થાયચ ! એ માણુસના તો પેલા ઓરડામાં ખુન થાયલા. "

ખુશરૂને આ બોલ સાંભળી ફેર આવ્યા તેમ સબી જેમની તમે હાથમાં લઇ નિચે પડયો. જયારે તે સુધ્ધીમાં આવ્યો ત્યારે તેણે પોતાને નિચે મુડીએ ઘાસ ઉપર પડેલો જોયો. ઉઠવાના ઘણા ફાંફા માર્યા પણ ઉઠાયું નહીં! હાથ કળવા લાગ્યો આંગ દુઃખવા મંડયું, માથું ફરવા લાગ્યું. દારાબે તેના બાપનું ખુન કીધું એ વિષે તેની ખાતરી થઇ.

"ખુદા ! આ હાથ કેમ દુઃખેછે ! અરે એ હાથ વતી તો મારા બાપના ખુની ઉપર વેર લેવાનું છે !"

જેમ તેમ કરી ઉઠી તે ઘરમાં ગયો. હવે કેમ આગળ વધવું તેનો તેણે વિચાર ફેરવ્યો. વધારે સાબેતી મેળવવાની તજવીજ કરવી એવું. વિચારી તે પોતાના ઓરડામાં દાખલ થયો. કોઇ ચાકર સામો મળ્યો નહીં. તેના ઓરડામાં અંધારૂં હતું પણ એટલું તો ખુશરૂ જોઇશકયો કે જે રાજીનામું લખીને તે તેબલ ઉપર મુકી ગયો હતો તે ત્યાં હતું નહીં. તે બીછાના ઉપર જઇ છાકટાની માફક પડયો. તેની આંખ આગળ હજારો જાતના રંગીન આકારો દીસવા લાગ્યા. કાનમાં ગુણ ગુણ થવાનું શરૂ થયું. આસ્તે આસ્તે પોતાના બાપની યાદ જતી રહી તે બેસુધ્ધ હાલતમાં આવી પડયો.




## બેજાંની તાપ.

એ ખુદરત રે ખુદરત ! તારી શક્તિ અપાર,
નથી બચતો હમેશ કોઇબી ગુનેહગાર.

રાતના દસએક વાગે મકન લાલીઓ ખુશરૂના ઓરડાના બારી બારણા બંધ કરવા આવ્યો, ત્યારે તેની અજાયબી વચ્ચે જોયછે તો ખુશરૂને ઘોલ્યા ઉપર બુત કપડાં સુદ્ધાં સુતેલો દીઠો. સાત વાગે તે તેબલ બીછાવા આવ્યો હતો તેવારે તેણે ઓરડો ખાલી જોઇ

શીરીનને ખબર આપી હતી. શીરીને આવીને તેબલ ઊપર પોતાને સરનામે કાગજ પડેલુ જોઇ ઊખેડી વાંચી મકનને કહયું હતું કે ખુશરૂ ચાકરી છોડી ગયો છે, પણ જયારે મકને તેને બુત કપડાં સાથે પલંગ ઊપર પડેલો દીઠો તેવારે તેને કેટલી અજાયબી લાગી હશે વારૂ ? તે બોલ્યો :—

"એ તો બાઇનો માનીતો છે તેથી ઘરમાં ઊભો રાખછે. આપરે બાપરે છાકટા થીયા કેને તો લાત મારી છેક બાહાર કાહાદે પણ ચાલો બાઇને તો કહું કે લીમજીભાઇ છેક પાછા આવ્યાછ"

શીરીન સાથે બાગ જોગે દીના કાકી હતાં ખુશરૂને દેખી તેવણુને ધ્રુજરતી તાપ આવે તો ખુશરૂ જતી વખતે મલી નહીં ગયો, તે એવી બેઅદબીને સાતા પાણી નહીં નાખે, તો પછી તેવણુને તાહક કેમ વકે. તેવણુ શીરીનને ખાસુખા વાત છેડીને કહેતાં "મુવારે એવો ચંડાળ! દયા કરીએ તો કોઇ આંખમાં શરમવાળાની કરીએ! એ તો મુવો ચસમચોર દેખાતો હતો તે મેં તને પહેલીથીજ કહયું હતુ"

દીના કાકીના બોલથી શીરીનને ઘણુંજ લાગતુ હતું પણ ખુશરૂએ દેખતી બેઅદબી કીધી હતી તેથી તેણી જવાબ શું આપે તેથી અબોલા કરી ગઇ.

જ્યારે મકને જઇને કહયું કે "લીમજીભાઇ છેક પાછા આવ્યાછ અને બુતને દગલી પાગરી ઘુઘવાં ઘુઇ ગયાછ." તેવારે દીના કાકી ઊઠીને ઊભાં થયા અને બોલ્યા, "મકન એ મુવો છાકટો થયો હોશે એને ધક્કા મારી બાહાર કાહાડ." પણ શીરીન એમ કરવા દએ ? શીરીન જે લીમજી તરફ પોતાના દિલમાં છુપો પ્યાર પાલતી હતી તે એમ કરવા દએ ?

"ચાલો દીના કાકી મુગાં રહો. કેમ જાણ્યું કે છાકટો થયોછ ! જીવને સારૂં નહીં હોય એમ કાંય નહી હોય ! બસ જાણ્યા જોયા વગર મોહાની લુલી હીલવી નાખોછ ! ખબરદાર ફરીથી તેને મુવો કરીને કહયું છે તો ! હું પોતે જાણું છું કે લીમજી દારૂથી પહરેજગાર છે. રાત પડી તેને છેડો નહીં. સહવારે સઘલો ખોલાશો સતોષ ભરેલોજ થશે, એમ મારી ખાતરી છે."

"પણ સીલ્લા, છાકટા માણુસને હું તો અહીંથી અબીઘડી બાહાર કહડાવાની. જા તો મકન કોઇ સીપાઇને બોલાવી લાવ."

દીનાકાકી આ ઘર મારા બાપનું છે. તમે કોણ વચમાં બોલનાર. મકન, ચાલ નિકલ અહીંથી તું તારૂં કામ કર. "

દીનાકાકીએ વરસ પાણીમાં તો નહીં નાખ્યાં હતાં. શીરીન ખુશરૂ ઉપર પ્યાર રાખેછે તે તેવણ જાણતાં હતાં. તેથી તેવણ વાત ખાઇ ગયાં. છેવટે દારાબશાહને ખબર કરવાનો તેવણે વિચાર કીધો.

શીરીન ખુશરૂનો હેવાલ સાંભળી દલગીર અને ફીકકી પડેલી હતી. રાતે જમવાનું ભાવ્યું નહીં. સહવારે પણ ઊઠે નહીં તેટલામાં ખરશેદબાઇ ધરાનીએ આવીને કહ્યું :—" શીરીનબાઇ, લીમજીભાઇ રાતના પાછા આવીને કપડાં સુધ્ધા સુઇ ગયા હતા. હું સહવારે જઇને જોઉંછું તો તાપે લખલખેછે અને કાંઇ ગાંડું ઘેલું બકેછે. "

" શીરીન આ ખબર સાંભળી ઘણી હેરાન થઇ પણ પ્યાર છુપાવવાને બનતું કરી ફકત પોતના ઘરમાં રહેલા સખ્શ તરફ કોઇ પણ રહેમ નજરથી જોય તેવો દેખાવ ધારણ કરી કહ્યું, " ખરશેદબાઇ જાઓ જલદી અને કોઇને દાકતરને બોલાવા મોકલો. "

" હું પેહલાં દલાને મોકલાવીને પછી અહીં આવી. બીચારાને કોણ જાણે શું થયું છે ! મારો બમન જેમ બકબકારો કરતો હતો તેમજ એબી કાંઇ બોલેછે અને બકેછે. ખુન, દગો, ઠાર કીધો મારી નાખ્યો એમ જેમ બમન બોલતો હતો તેને મલતું બધું બોલેછે. બહુ અજાયબ છે ! "

શીરીનને પણ અજાયબી લાગી. બમન જે બોલતો હતો તેજ બોલ લીમજી બોલે એ વિચારથી શીરીનીની ખાતરી થઇ કે કાંઇ દેવસ્થાનનું કારસ્થાન હોવું જોઇએ "

ચટપટ કોણને થાય? જે ચીજ ઉપર પ્યાર નહીં તે ચીજ વિષે કોઈને ચટપટ થાય નહીં, તેણીએ ઘણીએ તજવીજ કીધી કે પોતાનુ મન બીજી ચીજમાં રોકે, પણ નહી. તેનો લીમજી તેણીને કાંઇ કરવા દેતો નહીં. આ ઓરડેથી પેલે ઓરડે કાંઇ કામકાજ વગર ફેર્યા કીધી, કપડા પેહરી દાકતરની વાટ જોતી ઉભી. વિચાર આવવા લાગ્યો કે " ઘરમાં દરેક જણ રખેને સમજી જાય કે હું લીમજીને ચાહું છું. તેઓ શું જાણે કે લીમજી દેખઇતો ગરીબ એટલે પૈસે ગરીબ છે, પણ તે કોઇ સારા માણસનું ફરજંદ અને શીખેલો ભણેલો છે, તે તેની વાતજ

કહી આપેછે. તે મોટાં મનનો, સખી દિલનો, હુશિઆર અને કાબેલ છે. તો તેથી બીજો સરસ ભરથાર મને કેવો મળશે. પૈસા તરફ જોઉં? જગને મોઢે કાંઇ તાળુ નથી. સાચને આંચ નથી. મારે મારો લાભ જોવો જોઇયે. હું પવિત્ર છું અને પાક છું. મારો લીમજી ભલોછે અને મને મોટોછે તો મને લોકોની શી દરકાર? તેઓ મને ચાહેછે એ વિષે મેં ખાતરી કરી લીધીછે. પણ અફસોસ! તે સાજો કયારે થશે! ખોદા! મારી ઉપર રહેમ કર! રખેને બર જુવાનીમાં તે ચાલ્યો જાય! આજકાળ તો ભલાં જલદી જતાં રહી દુન્યાગમાં બુઢાઓનો ઢગલો રહી જાય છે. પાપીઓ પાલ્યા જેવા ખાઇને ફરતા ફરેછ અને નેક હુશિઆર જુવાનો આ દુનિઆનો કડવો મેવો ચાખતા જલદી બેજાર થઇ પેલી દુનિઆના મીઠા મેવાના બાગમાં ફરવા આ દુનિઆ છોડી જાય છે!"

શીરીન દરવાજા ઉપર જઈ ઉભી અને ડાકતરની વાટ જોતી ઉભી. ડાકતર હજી ગાડીમાંથી ઉતરે નહીં તેટલાં ડાકતરને કહેવા લાગી "ડાકતર સાહેબ જો કાંઇ ધાસ્તી જેવો બનાવ હોય તો મને કહેજો કે હું બાવાને લખી જણાવું"

"ઠીકછે શીરીનબાઇ હું જોઉં તો ખરો પછી તમને ખરેખરો ખુલાસો કરૂં"

ડાકતર સાહેબ અંદર ગયા. લીમજીને તપાસી દવા ફરમાવી બાહાર નિકળ્યા, તે વારે શીરીનને જોઇને કહ્યું. "ધાસ્તી છે. હું ધારૂં છું કે સરદી અને ભીનાસમાં ફરવામાં આવ્યુ છે. મન ઉપર પણ જોઇયે તે કરતાં વધારે ધસારો થયો છે. તમારા ઘરમાં કોઇ ચાકરે એની આગળ ભુતની વાત કીધી હોય એમ એના બકબકારા ઉપરથી માલમ પડેછે."

"લીમજી કાંઇ એટલો વેહમી નથી. એના જેવો શીખેલો ભૂત પલીદની વાત માને એમ હુ નહીં ધારતી."

"એવી વાત સાથે કેળવણીને કાંઇ લાગતુ વલગતું નથી. ચોપડીઓ વાચ્યાથી કાંઇ નબલા મગજ ઉપર એક ચીજની અસર થતી અટકે?"

"ત્યારે ધારતી તો ખરી." "સંભાલ લેજો. ભેજની તાપના દરદીઓ બારી વાટેથી કુદી પડે, નહી તો માથુ છુડી નાખે, નહી તો છરી ભોકી દએ. સમજયાં? એની આગલ તો બરાબર તપાસ રાખવી જોઇયે."

"મોટા ડાકતરની જરૂર હોય તો તેને બોલાવો. કાંઇ ફીકર નહીં."

" નહીં શીરીનબાઇ હું દાકતર છું કે હજામ ! તાપની દવા નહી કરી શકું તો પછી હું દાકતર શાનો ! જો જરૂર પડશે અને મારૂં નહીં વળશે તો પછી જોઇશું. હાલ તુરત તો હું દહાડામાં બેવાર આવી જઇશ."

દાકતરની વાતથી શીરીનને વધારે ગભરાટ છુટવા લાગ્યો અને તેણીનો રંગ ઊડી ગયો. તે જોઇ દીના કાકી બોલ્યા, " દાકતર તમેબી તમારાં વરસ કયાં નાખ્યાં ! તમને દાકતર કોણે કીધા ? ભણ્યા પણ કાંઇ ગણ્યા નથી ! બચ્ચાં આગળ એવી વાત કરી તેઓને કોઇ ડાહ્યું ગભરાવતું હશે ?"

" નહીંજી માફ કરો ! મને પુછયું તેનો જવાબ આપ્યો. શીરીનબાઇ માફ કરજો."

" નહી માફ શાનુ કરે ! મેં તમને પુછયું અને તમે મને ખરેખરૂં કહ્યું તો સારૂં. હું હમણા જઇને બાવા ઊપર તાર કરૂં છું."

શીરીને પોતાના બાપ ઊપર તાર કીધો. દારાબ કોટમાં હાલ પોતાના ઘરમાં રહેતો હતો. તાર થોડા વખતમાં પુગ્યો અને દારાબ ગભરાતો ટ્રેનમાં ચઢી બેઠો. વાત સાંભળી દારાબે શીરીનને કહ્યું.

" શીલ્લા, એ શુ ચેરાં કાહાડેછ ! તારા ચીતારાને તાપ આવી તેથી ગભરાઇને મારો ઊપર તાર કીધો ! જાણે કોઇ બાપ કાકો મરી જતો હોય અને તે વેલા ગભરાય તેમ ગાંડી ઘેલી કેમ બની ગઇ છે !"

" બાવાજી, દાકતર કહી ગયો કે ઊત્તર દિશા તરફના ભાગમાં ભુત પલીદ છે તેની વાત કોઇ ચાકરે લીમજી આગળ કીધી હશે તેથી તેના મગજ ઊપર અસર થઇ છે. લીમજી તે ઓરડામાં ખુન થયું, ખુન થયું. એમ બકેછ. બાવા કહો શું છે ?"

શીરીને આ છેલ્લી અજાયબી દેખાડી તેનું કારણ એ કે તેણી દારાબ આગળ વાત કરતી હતી તેવારે ખુન બોલ સાંભળી દારાબ ચોંકયો અને ગભરાવા લાગ્યો. તેના મગજ ઊપર પસીનો ફુટી નિકળ્યો હતો. બેઉ જણા ઓરડામાં હતાં.

" બાવા મેહરબાની કરી કહો કે તમને શું છે ?" દારાબે બોલવાની કોશેશ કીધી પણ તેની જીભ તાળવાં સાથે વળગી ગઇ પણ પછી

ઘણી મુશકેલીથી તે બોલ્યો,

" કાંઈ નહી, ગાંડી છોકરી! એવી મને કોઇ કોઇ વાર ચમક થઇ આવે છે."

" ત્યારે કોઇ દાકતરને કાય નહીં દેખાડતા?"

" છટ! છટ! એ નજીવી ચીજ માટે દાકતરને બોલાવવો સારૂ નહી ગાંડી છે! દુ:ખને દવા પી વધારૂં? તેને ચુંથી નાખું?–વારૂં ચાલ લીમજી કેમછે તે તો જોઊં."

દારાબે શીરીનને ઉડાવી પણ તેના મોહ્ડાનો રંગ, તેનો દેખાવ શાક ઉત્તપન્ન કરવાને બસ હતો. તે શીરીન આગલથી ઝડપમાં ઓરડામાથી નિકળી ગયો. અને શીરીન ઊંબર ઉપર ઉભી રહી તેની પછવાડે જોતી મનમાં વિચાર કરેછે કે " મરે ખરેખર આએ ઘેરમાં કાંઇ તલેસમાત છે! દરેક જણુ બોલેછે તેમાં કાંઇ ભેદ ભર્યો ભરમ છે."



## પ્રકરણ–૩૪.

## ધાસ્તી ભરેલું માલમ પડવું.

બાપજી! બાપજી! કામ તો કીધું છે નઠારૂં;
કાળચંદ્ર બેઠો, હવે ફુટશે ભોપારૂં!

દારાબ લીમજીના ઓરડામાં આગળ જઇ દમ લેતો છાતી દાબતો, કેટલો વાર ઉભો, અને વિચાર કરવા લાગ્યો કે આ લીમજી કોણ છે? એને કેમ મારી વાત ખબર પડી? આહા! એને ખોદાની આગાહી થઇ હશે શું? બારણા ઉપર તો દબલ તાળાં મારેલાં છે અને ત્યાં એ જઇ આવ્યો હોય એમ તો નહીં હોય. આહ! મારે તો હવે કોઇએ એને ભમાવ્યો હશે કરી અખાડા કરી જવા.

તેની છાતી ધપકતી નરમ પડી, હિંમત પાછી આવી અને તે અ-

દર દાખલ થયો. મેકન ચુપ બારીવાટે ઉભેલો હતો, ખરશેદબાઇ ધરાની લીમજીની સારવાર કરતી હતી.

દારાબે લીમજીના મોઢાં તરફ ટીકી ટીકી જોયું. કોઇ વખતે એવું મોંઢું જોયું હોય એવું તેને યાદ આવ્યું પણ તે કયારે અને કયે ઠેકાણે તે યાદ આવી શકયું નહીં. બીજું, લીમજીના માંથાં ઉપર કોલંગ વાટરના કટકા મુકેલા હતા તેથી તે મકાઇબાઉ જેવો દીસતો હતો તેથી દારાબને ઓળખતાં મુશકેલી પડી. જાણે કાંઇ જાણતો નહીં હોય તેમ તે ખરશેદબાઇને પુછવા લાગ્યો.

"હજી ગાંડુ ઘેલું બકેછે કે ઓછું છે?"

"નહીંજી, ઘણું બકેછે, પણ હમણા થોડોકવાર થયો મુગો સુતોછે."

"ખોદા જાણે શાથી એના મગજ ઉપર અસર થઇ છે! પણ એના બોલવા ઉપરથી માલમ પડતું હશેની?"

"હાજી. એકનું એક બોલ્યા કરેછ પેલા બંધ ઓરડામાં ખુન થયું છે અને ત્યાં લોહીછે એમ તો કાંઇ બોલ્યાં કરેછ."

"કોઇ ચાકરોએ વાતો કરી ભયાવ્યો તો નથી?"

"નહીંજી એમ તો નહી હોય. ભુત પલીદનો વિચાર તો તેઓના મનમાં રમ્યાંજ કરેછ. બીજું કાંઈ ખુન બુન તો તેઓ જાણતા નથી."

"એકવાર ભેજાં ઉપર અસર થઇ પછી જે વિચાર આવે તે ઘેલું માણુસ તો લઇ બેસે એમાં કાંઇ નવાઇ જેવું નથી. ખ્યાલી વાતો વાંચ્યાથી એવા જુવાનીઆ આજકાલ ઘણા ઘેલા થઇ ગયા છે. આજે એમ બકેછ તો હું જાણું છું કે કાલે વલી બીજો કાંઇ વિચાર આવશે તો તે બકવા માંડશે. પણ જાઓ તમે લોકો જમી આવો તેટલોવાર હું અહીંજ છઉ."

"જી તમે અમસ્થી શું કામ મેહનત લેઓછો. કાંઇ નહીં, હું પછી જમીશ."

ખરશેદબાઇ એમ બોલેછ તેટલાં લીમજીએ આંખ ઊંધાડી દારાબ સામે ડોલા કહાડી જોયું અને બોલ્યો:—"દારાબ નાણાવટી! દારાબ નાણાવટી! મારા બાપનું ખુન કરનાર!

એમ બોલી રહી આંખ મીચી નાંખી, હાય મારી બોલ્યો, "નહીં નહીં એ વિચાર ઘણો દુઃખકારક છે! હું એ માની શકતો નથી!"

ખરશેદબાઈએ દારાબને કહ્યું, "જોયુંજી એજ પ્રમાણે બકયા કરેછે અને તમારૂં નામ લેઆ કરેછે !"

"એતું કાંઇ નહીં. જેના ભેજાં ઉપર અસર થઇ તે ગમે તે બોલે. મને એ સાંભલ્યાથી કાંઇ નવાઇ નથી લાગતી. મેં એવા બનાવો ઘણા જોયા છે."

"અને જી મેં બી એવું પેહેલું નથી સાંભળ્યું. મારો બમન આજારી પડયો તેને આજે બાર મહિના થયા. તે દહાડે પેલો કોણ પારસી આવ્યો હતો, અને ખરશેદજી મેહુતા પણ આપણે ત્યાંજ સુતા હતા, તે દહાડે મારા બમનને તાપ આવી, ત્યારે તે પણ એમજ બકતો હતો."

એકવાર ફરીથી દારાબની હીમત ગુમ થઇ ગઇ. ખુદરતે વળી તેનો રંગ બદલી નાખ્યો. પસીનાના ટીપાં મગજ ઉપર ફુટી નિકળ્યાં અને તેણે આતુરતાથી પુછ્યું, "બમન પણ એમજ બોલતો હતો !"

"હાજી, તેને પણ લીમજીભાઇની માફકજ તાપ આવી હતી ! એવોજ બકબકારો ! એજ બોલ !"

"હમણા બમન કયાં છે વારૂ ? બોલ બોલ ખરશેદબાઇ બમન કયાં છે?"

દારાબ જાણે જતો હોય તેમ ઉઠયો પણ બીજી પળે તેને ધ્યાન આવ્યું અને મુંગો બેઠો અને વાત ઉડાવી:—

"છટ ! જાણે મારા ઘરમાં ખુન થયુંજ હોય તેમ હું કરૂંછું ! છટ ! એ બધું અર્થ વગરનું છે ! બમને અને લીમજીએ બેઉએ એકજ અપ સાંભળી હશે અને તેથી એ લોકના મગજ ઉપર એકજ જાતની અસર થઇ. વારૂં તમે લોકો જાઓ, જમો."

ખરશેદબાઇ જમવા ગઇ, પણ તેણીના પ્રમાણિક ચેહેરા ઉપર શકનો છાપ ખુલ્લો દીસતો હતો. અલબતાં દારાબનો ગભરાટ જોઇ તેણીને અજાયબી લાગી હતી.

દારાબે ખુરશી ઉપર મુગો મુગો બેસીને લીમજીનો નિચે પ્રમાણે બકબકારો સાંભળ્યા કીધો:—

"દારાબ નાણાવટી ! ખુની ! લોહીના દાઘ! લોહીનો ખાડો ! નિચ ! ઘાટકી ! દગાખોર !"

લીમજી વાર'વાર એવા ભાગા તુટા બાકયો બોલતો તે સાંભળતો દારાબ એમથી તેમ ફરયા કીધો.

ફરતાં ફરતાં લીમજીના કપડાં પડેલાં જોયાં અને ફરતાં ફરતાં તેનો રૂમાલ ઉપર હાથ પડયો. હાથ પડતાં રૂમાલની નિચે કાંઇ કઠણ લાગ્યુ'. કુદરતી રીતે શું છે તે જોવાની ઇચ્છાથી રૂમાલ ખીસાડી જોયું તો ઘડિઆલ અને લોકીટ સાથનો છેરો એક કુંચીનો ઝુમખો, અને કાગજયાં પડેલાં જોયાં. લોકીટ ઊઘાડીને જુએછે તો એક જુવાન સબી ! તે સબી બીજી કોઇ નહીં પણ નાદરશાહ ચીનાઇની હતી, જે ખુશરૂએ બમનને દેખાડી હતી અને જે ચીનાઇને દારાબે ઠાર કીધો હતો તેની આ સબી હતી.



## ગભરાટ.

પાપી ગભરાયછે, પકડાવાની ફારથી
પાપમાં લપટાયછે, બચવા સરકારથી
પણ તે કયાં જાયછે, આખર કીરતારથી ?

દારાબ સબીનું કોહું જોતો ઉભો. પેહેલાં તો ગભરાટ છુટયો પણ ધિરજ ધરી વિચાર કરવા લાગ્યો કે મરનાર નાદરશાહની સબી લીમજીના હાથમાં કેમ આવી ? થોડો વાર વિચાર કરી કાગજયાં ઉઘાડી વાંચવા લાગ્યો કે જોઇએ કાંઇ ખુલાસો મલે છે. કાગજ ઊચકતાંને વાર પીરોજાના અક્ષર પારખ્યા. વાંચતાં તેની ખાતરી થઇ કે લીમજી, એ ખુશરૂનું ધારણ કીધેલું નામ છે. ખરૂં નામ તો ખુશરૂ છે અને તે પીરોજાનો છોકરો થાયછે.

કાગજ ફાડી નાંખી દારાબ માથે હાથ દઇ બેઠો અને મંન સાથે બોલવા લાગ્યો કે "તેઓને શક ઊત્પન થયોછે અને તેઓ તલાસમાં ફરે છે, હવે એ લોકને કેમ દુર કરૂં ?"

"આહા! એ લોકને કેમ દુર કરૂં? એક રસ્તો છે પાપમાં વધારે ગીરફતાર થાઉ! એક પાપ છુપાવવા બીજુ કરૂં!"

દારાબ મન સાથે બબડયો. "મરનારનો છોકરો થાય પેલીનો આએ છોકરો, મને જોતાંને વાર કાંઇ મોહું જાણીતુ દીસ્યુ હતુ. હવે ખુલાસો થયો. પણ હજી એમાં કાંઇ ભરમ છે ખુન વિષે એની ખાતરી કેમ થઇ? શુ એને તલાસ કીધી? ત્યારે એ શુ ખાસુખા એવી રીતે તલાસ કરવાની મતલબથી અહીં ચાકરી રહયો? નહીં, એમ કયાંથી હોય? એની માયનુ કાગજ બે ત્રણ દહાડાનું લખેલુ છે અને અંદરથી સાફ માલમ પડે છે કે તેજ દહાડે શક ઊત્પન થયો છે. કાંઇ ફીકર નહીં. બધા સવાલોથી મારૂ મગજ ખસી જશે. હવે બેસી રહેવું નહીં જોઇએ. તેઓ મારી પછવાડે છે. મારે કાંઇ કરવુ જોઇએ. નાહારસી જાઉ? જયાં સુધી આ ખાંટામા દમ છે ત્યાં સુધી તો નહીં નાહાસુ. હીચકારાઓનુ પેહલુ કામ નાહાસવુ છે. મરદનુ નાહાસવુ છેલ્લુ કામ છે. આ છોકરો મારી વાત જાણેછે બમન ઇરાની પણ રખેને ફુટી દીએ! વાસ્તે જાઊ અને એ લોકોનાં મોહાં હમેશનાં બંધ કરી નાંખવાનો ઇલાજ કરૂં."

આવી રીતે દારાબ વિચાર કરી રહયો કે ખરશેદબાઇ ઇરાની જમીને પાછી આવી.

"ખરશેદબાઇ તુ અહીં બેસ. કાંઇ ફેર તો નથી જણાતો. એ સાજો થાય ત્યાંસુધી હું અહીંજ રેહવાનોછું. હું રાતનાબી એક બે ફેરા ખાઇ જઇશ."

"વારૂ જી તમે જેવી ગરીબની દાદ લેઓછ તેવી ખોદાય તમારી લીએ."

"પૈસાવાલાની ફરજ છે કે ગરીબની પરવરશી કરવી. વારૂં, પણ રાતના તપાસજે અંહ, તારાથી ઉજાગરો થાય છે કે? નહીં તો તારી તબીયત બગડે નહીં અંહ! ઉજાગરો કરેછ ત્યારે તું શું ઉપાય કરે છે?"

"કાંઇ નહીં જી. બે એક પ્યાલા ઇસતરાંગ ચાહે પીઉં તો ઉંઘ નથી આવતી."

"ગાંડી, ચાહે કરતાં કાફી સારી. હું દરરોજ રાતના જમી રહયા પછી કાફી પીઉંછું, હું મોકલાંઉ તે પીજે."

"વારૂંજી તમારી મેહેરબાની."

બપોર અને સાંજનો વખત થઇ ગયો! શુરજ પણ અસ્ત પાંમ્યો! ઝળકતું ટુંક મજાહ પમાડી થોડા વખતમાં ગુમ થઇ જઇ, અંધારૂ થયું અને થોડા વખતમાં જમવાનો વખત થયો. જેનું મરે તેને લાગે એ વાત ખરી છે. શીરીનનાં દિલમાં પ્યારની આગ અને દારાબના દિલમાં ફિકર ચીંતાના સોળ બલતાં હતાં, તેથી મનાય કે તેઓ પેટ પુરતું જમે? નહીં. પણ દીનાકાકી શા વાસ્તે છોડે? ખુશરૂ કોણ અને બીજી વાતો શાથે તેવણુને શો સંબંધ? જમી રહયા પછી શીરીન અને દીનાકાકી પોતાના ઓરડામાં ગયા! પછી દારાબે હુકમ કીધો કે કાફીનું એક પ્યાલું લાવે! ચાકર એક કપ લાવ્યો, ત્યારે તેણે કહયું, "આ પ્યાલું હું ખરશેદબાઇ ઇરાંનીને વાસ્તે લઇ જાંઉછું. મારે વાસ્તે બીજું લાવ?"

બબરચી અજબ થયો કે શેઠ કોઇ દહાડો ફુલીઉ ઉંચકી અહીંથી તહીં નહીં મુકે તે ધણી ખરશેદબાઇ ઇરાંનીને વાસ્તે પોતાની કાફી લઇ જાય એથી તેને અજાએબ લાગ્યું, અને તેને શમજ પડી નહીં પણ જો તે ત્યાં ઉભો રહી દારાબને પોતાના ગજવામાંથી એક નાની શીશી કાહાડી કાફીનાં પ્યાલાંમાં થોડાં ટીપાં નાંમતાં જોતે, તો પછી બધું શમજ પડી જતે."

આ નાની શીશી દારાબ જમવા બેસવાની અગાઉ પોતાની કબાટ માંથી લઇ આવ્યો હતો અને તેમાં અફીણ હતું.

કાફી ધણી સખ્ત હતી અને મીઠાશ પુરતો નાખેલો છતાં, અફીણનાં ટીપાંનો સ્વાદ માલમ પડે નહીં, તે વિષે દારાબે જરા ચાખી ખાતરી કરી લીધી. પ્યાલું પોતે લઇ આજારીના ઓરડામાં ગયો. ખરશેદબાઇ ખુરશીમાં બેશી ઝુકતી હતી. પણ દારાબશાહને જોઇ આંખ ચોલી સાવધ થંઇ બેઠી. દારાબ આવી થોડી પુછપરછ કરી બાહાર નિકળી ગયો. પછી તેણીએ કાફી પી લીધી.

આજારીના ઓરડામાંથી નિકળી દારાબે ઉત્તર દિશા તરફના ઓરડા તરફ જઇ ખાતરી કીધી કે કુચી જયાં મુકેલીછે ત્યાં છે કે નહીં. સઘલું જેમનું તેમ જોઇ દારાબને બેહદ અજાયબી અને હેરત ઉપજી કે ખુશરૂને એ વાત કેમ ખબર પડી?

દારાબ જઇને સુતો. શીરીન પોતાના ઓરડામાં ગઇ. દીનાકાકી જઇ આરામે ગોરવા લાગ્યાં.

શીરીનને ઉંઘ આવી નહીં તેણીએ ચોપડી હાથમા લઇ વાંચવામાં મન રોકવાને ઘણીએ કોશેશ કીધી પણ ફોકટ. ઉંઘ બીલકુલ આવી નહીં. ઘડીમાં બારીવાંટે જઇ ઉભી રેહતી તો ઘડીમાં બારણાં આગળ જતી. એવી રીતે બેચેનીમાં રાત કાહડતી હતી.

"આહા! હું તેને ચાહું છું તે છતાં હું તેને સાજો કરી શકતી નથી! ઘરનાં માણસોની શરમથી હું ઘડી ઘડી ખબર પણ કહાડવી શકતી નથી કે તે કેમ છે!" એમ શીરીન મન સાથે બલાપો કરતી હતી.

ઘડિઆળમાં અગીઆર વાગ્યા! સાડા અગીઆરની તકોડી થઇ. બાર વાગ્યા પણ શીરીન સુતી નહીં. બસ ઓરડામાં બેચેન ફર્યા કીધી!

"રખેને ખરશેદબાઇ ઉંઘાઇ ગઇ હોય," એમ તેણીને ફીકર આવવા લાગી આ વિચારથી તેણીનાં મગજ આગળ લીમજી જાણે ગળાંમાં ફાંસો દઇ મરી જતો હોય તેવા ભયંકાર દેખાવો તેણીને દીસવા લાગ્યા! સાડાબાર થયા.

"આહા! હવે મારાથી વધારે વાર થોભી નહીં શકાય. મારૂં મગજ ફરવા લાગે છે. તે સહી સલામત છે, અને શુતેલો છે! એટલું જોઉં તો બસ. જરા ઓરડામાં ડોકીઉં કરી આવું! જો ખરશેદબાઇ જાગતી હશે તો મારા મનને ધિરજ આવશે?"

બારણું ઊંઘાડી આસ્તે આસ્તે ચાલી, લીમજીના ઓરડા આગળ ગઈ? જોય છે તો તેણીની ધારતી ખરી હતી ખરશેદબાઇ ઇરાની ઇજી ચેરમાં પડી ઘોરતી હતી, જેનો સાદ ઓરડાની બાહાર પણ સંભળાતો હતો. દરદી પણ ઉંઘમાં પડેલો હતો. અને ઓરડામાં સઘળું ચુપ હતું. તેણી ઓરડામાં ખરશેદબાઇને ઊઠાડવાંની મતલબથી દાખલ થઇ, પણ હજી દાખલ થાય અને ખરશેદબાઇને ઉઠાડે તે અગાઊ ઓરડા તરફ આવતાં બાહારથી કોઇનાં પગલાં સંભળાયાં.

તેણી તરતજ ભરાઇ ગઇ, કારણ આવી મોડી રાતે લીમજીની ખબર લેવા આવી તેથી ખુલ્લું થઇ જાય કે તેણી લીમજીને ચાહેછે.

તેણી લીમજીના ઢોલીઆની પછવાડે કુરતનીના સાથ હેઠલ છુપાઇ

ગઇ, અને ઓરડામાં કોણ દાખલ થયું તે ઝીણી કુરતનીમાંથી જોઇએ એટલું બરાબર દીસવા લાગ્યું ?

પગલાં આગળ અને આગળ આવતાં સંભળાયાં અને તરતજ એક મરદ ઓરડાંમાં દાખલ થયો, જે મરદ બીજો કોઇ નહીં, પણ દારાબ પોતે હતો.

શીરીન પેહેલાં કાંઇ ધભરાઇ નહીં. તેણી શમજી કે બાવા લીમજી-ની ખબર લેવા આવ્યા હશે. તેણી એમ ધારતી હતી કે બાવા ખરશેદ બાઇને ઊંઘમાંથી ઉઠાડશે અને ઠપકો આપશે કે કેમ બેદરકાર રહી ઊં-ગાઇ ગઇ, પણ જ્યારે દારાબે એમાંનું કશું કીધું નહીં ત્યારે શીરીન અજાયબ થઇ. ખરશેદબાઇની દરકાર નહીં કરતાં તે સીધો લીમજીનાં બીછાંના આગળ ગયો અને વાંકો વળી તેના મોં તરફ જોયું ?

કુરતનીમાંથી શીરીને પોતાના બાપ તરફ બરાબર ટીકીટીકી જોયું. તેનો ચેહેરો જોઇ શીરીનની છાતી ધપકવા લાગી પણ તેનું કારણ તેણી પોતે પણ શમજી શકી નહીં.

દારાબના હાથમાં મીનબતી હતી, જે વધારી તેણે ખુશરૂને બરોબર તપાસ્યો. પછી ખરશેદબાઇ ઇરાની આગળ જઇ થોડીક મીનીટ તેણીની સામે ઉભો.

પછી તેણે પોતાનાં કદમ તેબલ આગળ ફેરવ્યાં, જયાં જઇ તેણે દવાની શીશી હાથમાં લીધી. તેબલ ઉપર ત્રણ શીશી હતી. એક ભરેલી અને એક થોડી ખાલી હતી, અને એક તદન ખાલી હતી. જે થોડી ખાલી હતી તેમાં દાકતરની દવા હતી અને તે દવાનો રંગ પાણી જેવો હતો. તે લઇ દારાબે પોતાના ગજવામાંથી એક નાની શીશી કાહાડી અને પોતાની શીશીમાંથી તેમાં થોડાંક ટીપાં નાંખ્યાં. પછી તે મુકી એક ઉંઘનારાઓને બરાબર તપાસી, આસ્તે રહી ઓરડામાંથી સટી ગયો.

શીરીનને અજાયબી અને જે ફીકર ઉત્પન્ન થઇ તે કોઇ આદમથી ખમાઇ શકાય નહીં.

દારાબે દવામાં ઝેર દીધું હતું ! અડધી રાત્રે ભરાંતાં ભરાંતાં આવી દરદીની દવામાં કાંઇ નાંખવું એથી બીજું શું ઠરે ? શીરીને પોતાના મનને ઘણું મનાવ્યું કે મારા બાવાજી એમ નહીં કરે પણ સાચ ઘણું પ્રબળ છે. સાચ આગળ સર્વે ફાંફાં મારે છે. તેણીના બાપનો દેખાવજ

કહી આપતો હતો કે તે ખુની છે. પેલાં ટીપાં ઝેરના છે એવી શીરીનની ખાતરી નહીં હતી, પણ પોતાના બાપનો ચેહેરો ગવાહી પુરતો હતો.

હવે શીરીને તે દવાની શીશી લઇ, બીજી તેબલ ઉપર ખાલી શીશી હતી, તેમાં પેલી દવા ખાલી કરી, શીશીમાં પાણી ભરી, પેલી શીશી પોતાની સાથે પોતાના ઓરડામાં લઇ જઇ કબાટમાં બંધ કીધી. શીરીને બાકીની રાત બેસી બેસીને કાહાડી. સહવારનાં પોહોરમાં ખરશેદબાઇ દ-રાની માથું દુખતું લઇ ઉઠી અને પોતે આખી રાત ઉંઘાઈ ગઇ હતી તેથી ગભરાતમાં પડી.

શીરીન એમ ધારતી હતી કે દારાબ ગઇ રાતના કરપીણ કામથી અંતઃકરણના ડંખથી માંદો પડશે, અથવા તો જીવને સારૂં નથી એમ બા-હાનું કાહાડી જમવાનું પોતાના ઓરડામાંજ મંગાવશે. પણ જ્યારે શી-રીન પોતાના ઓરડાની બાહાર નીકળી અને દારાબને ચોપડી લઇ બોદાની બાદગી કરતો જોયો ત્યારે આ વેશધારી સાધુને જોઇ અજાયબ થયા વગર રહી નહીં.

શીરીન નાસ્તા ઉપર બેઠી નહીં તેથી દારાબે તેણીને તેનું કારણ પુ-છ્યું. "નહી બાવા, મને ખાવાનું ભાવ્યું નહીં. તેનું કારણ તમો અટક-લ કરી શકશો, પણ બાવા તમે મારી આગળથી જાવો. તમને જોઇ મને કાંઇ થાયછે !"

"ગાંડી થઇ ગઇ છે શું ?"

"ગાંડી થઇ છું કે શું તે તમે તમારા મનમાં વધારે સરસ રીતે સ-મજો છે. તમારી ચાલ કેવી છે તે તમે તમારા મનમાં વધારે સરશ રીતે સમજોછો. તમારી ચાલ કેવીછે તે તમે જાણુતા નથી ?"

દારાબ ગુસ્સે થઈ ત્યાંથી ચાલી ગયો, પછી શીરીન બોલી:—"અરે ! જે બાપ ઉપર હું જાન આપી દેતી, તેજ બાપ આખરે નિચ ખુની ઠરયો!"

લીમજીને ઝેર પુરવાની મતલબ શું ? મને હવે એવણ ઉપર ધિક્કાર છુટેછે અને એવણનું મોઢું જોવા ગમતું નથી !

લીમજીને ઝેર દેવાનું કારણ શું ? દારાબ લીમજીને ઓલખતો નથી, અને એક અજાણ્યા માણસને મારવું એ કાંઇ નહીં, પણ એક ઘેલાં મા-ણસનું કામ છે. શીરીન ભુલી કાંય નહીં હોય? જે ટીપાં દારાબે નાખ્યાં

તે કાંઇ દવાના કાંય નહી હોય ? લીમજીને તે અંદરખાનેથી ચાહતો કાંય નહી હોય ? પણ દવા આપવાનો હોય તે અંધારી રાત્રે છુપી આપવાની મતલબ શી ? તેની મતલબ પણ હોય. તે એ કે એક અજાણી ઈરાનીની હજુરમાં સારી ખાહેશથી દવા અજમાવે અને જો માંદા ભાગે કાંઇ ઉલટુંજ પરીણામ થાય તો અજ્ઞાની લોકોમાં તે બદનામ થાય.

" આહા ! જો મારા બાવાનું આ કામ માલમ પડી જાય તો શું થાય ! " શીરીન વિચારવા લાગી.

બાપ તરફનો પ્યાર પાંછો દોડ્યો અને શીરીન વિચારવા લાગી, " પણ મરે હું મારા બાવાને કેટલો ગેરઇનસાફ કરૂં છું ટીપાં નાખ્યાં તે ઝેરનાજ છે એમ કેમ ઠરવું? પેહલાં ખાતરી કરૂં પછી વાત." એવી રીતે શીરીને તે દવામાં ઝેર છે કે નહીં તેની ખાતરી કરવાનો ઠરાવ કીધો. શીરીનની આલ ચલણથી દારાબ ગભરાયો કે રખેને તેણીને કાંઇ માલમ પડી ગયું હોય. પણ કોહની તેને ઓછી ફીકર હોય તો તે શીરીનની હતી. શીરીનની આ અસાધારણ ચાલચલણ ઉપર ધ્યાન પુગાડતાં દારાબે અટકલ કીધી કે " અહ ! એ ડુકતા ઉપર શીરીન મોહી પડી છે !"

આ વિચારથી બિરજ આણી પોતાના ઓરડામાં ગયો અને લીમજીના મોહોતની ખબર આવવાની વાટ જોતો બેઠો, પણ બપોર થયા પણ કોઇ આવ્યું નહીં ધાસ્તી લાગવા લાગી કે લીમજીને ઝેર પચી ગયું. ઘડીઆળ તરફ વખત જોયા કીધો પણ પછી કંટાળી ગયો અને લીમજીના ઓરડામાં ગયો. તેને જોતાને વાર લીમજી આંગલી દેખાડી બોલવા લાગ્યો. " આ મારા બાપનો ખુની ! આએ આએ ! તમે કોઇ જુવો છોકે? કોઇ પકડતુ નહીં ? મારાથી ઉઠાતુ નથી, નહીં તો હું પોતે એને પકડતે ! મારા બાપનો એજ ખુની છે ! દારાબ નાણાબટી એનું નામ કે બીજાનું ? "

પોતાના કદા શત્રુને હજી જીવતો જોઇ દારાબને અતી ઘણી ચીડ ચઢી, અને હવે શું કરવું તે સુજ્યું નહીં. તેણે તેબલ તરફ દવાની શીશી તરફ જોઇ પુછ્યું, " એને દવા કોણ આપે છે ? "

" હું આપું છું જી " ખરશેદબાઇએ જવાબ દીધો.

" મુગો મુગો દવા લએ છે કે ? "

" હાલ્ઝ બકબકે છે પણ દવા તો ઝટ પી જાએ છે ! "

" બધી દવા પાઇ કે થોડી ઢોલી નાખી ? "

" નહીંજી ઢોલી શું કામ નાખે, પૈસા નથી બેસતા શું ? "

ખરશેદબાઇ સાચું બોલતી હતી એવી દારાબને ખાતરી હતી પણ ત્યારે ઝેરની અસર નહીં થઇ તેનું કારણ શું ? તેણે કામ ચોક્કસ કીધું હતું, તે છતાં નિષ્ફળ થયો કેમ ?

હાલતો આજુ બાજુના, લીમજીને ભેજાંની તાપને લીધે બકબકતો શમજે છે, પણ જો પછી તેઓના મનમાં કાંઇ આવી જાએ અને તેઓ છુપી ખોળ કરે તો? દારાબે જોયું કે મારી આસપાસ જાળ બંધાયછે. અને પછવાડેથી તેમાંથી છુટવું બહુ મુશકેલ થઇ પડશે, તેથી તરતજ ઠરાવ કીધો કે " આએ છોકરાને કોઇબી રીતે દુર કરવો જોઇએ. ઝેરની અશર તો નહી થઇ. હવે ઝેર નહીં પણ કોઇ બીજેજ રસ્તે એને દુર કરવો. હું એક યુક્તિ કરી શકીશ જેથી એ છોકરો મુવેલોબી સરખો અને જીવ્યો બી સરખો. " એવો ઠરાવ કરી તેણે બદીમાં આગળ પગલાં ભર્યાં.




## ટીપાંની પરીક્ષા.

ખાતરી કર આદમ પુર ખાતરી તું કર,
નજરની થાપ સમાન, બીજી કયી મગજ હર ?

તે દહાડે દાકતર સહવારે દશ વાગે આવ્યો. લીમજીને તપાશીને જતો હતો ત્યારે શીરીને એક માણુશ પાસે તેને પોતાના ઓરડામાં બોલાવ્યો. ઓરડામાં દાકતર આવે તે અગાઊ રંગના દાબડા, પીંછી, પ્યાલી, વગેરે ચીતાર પાડવાનાં ઓજારો તેબલ ઊપર ગોઠવી રાખ્યાં હતાં.

"કેમ દાકતર હાલ લીમજીભાઇ કેમછે ?"

"હાલ કાંઈ કહેવાય નહી; કેસ ઘણો કઠ્ઠોડો છે. અંગ રોગ કાંઇ નથી, પણ મગજ ઉપર ઘણી અસર થયલી છે. હું તમારા બાવાને કેહેવા માગું છું કે મને કોઇ વધારે શીખેલા તબીબની મદદની જરૂર છે. મારા એકલાથી એની દવા થઈ નહીં શકે. એના મગજમાં એકનો એક વિચાર દોડયા કરછે ?" "તે શું વીચાર ?"

"ઘણો કઢંગો વીચાર છે. તમારા બાવાનું નામ દઇ કહેછે કે તેવણે એના બાપનું ખુન કીધું છે. એવા દરદીતો પોતે ખુન કીધું એમ પણ બોલે એમાં કાંઇ ફીકર નહીં બીચારાનું મગજ નહી તે જેમ ગમે તેમ બોલે, હું જાંઊંછું, શીરીનબાઇ."

"દાકતર જરા થોભો, મને કાંઇ તમારી સલાહ લેવી છે."

"બોલો શું છે ?" "કાંઇ નહીં એક દહાડો કોટમાં ગઇ ત્યારે મને આએ રંગ પીગલાવવા આગે શીશીમાંની દવા આપવામાં આવી. કહેછે કે એથી રંગ વધારે ચલક મારેછે. પણ જે ઘણીએ મને આપી તેણે મને કહેલું છે કે એ પાણી ઝેરી છે. અને તેથી મને વાપરતાં બીહીક લાગે છે. જુવો ખરેખર એમાં ઝેરછે."

દાકતરે ફકત સુંઘીને કહ્યું, "હા, ઝેરીછે. મોટો ભાગ પૃસીક આસીડનો ( Prussic acid ) છે. એ દવા કોઇને પરવાના વગર વેચવાનો હુકમ નથી. રંગને ચલક મળેછે એ પણ હું તો માનતો નથી. કોઇએ તમને ઠગયાં છે." "અંહ ત્યારે એમાં ઝેર છે ખરૂં ?"

"હા, પણ સંભાળથી વાપરો ત્યાંસુધી કાંઇ ધાસ્તી નથી."

"એમ ધારો કે કોઇ પીએ તો ?"

"તો શું ? પીતાંને વાર જીવ છોડી દએ. લાવો જો ઇએ, મને આપો હું ઘર લઇ જઇ એમાં શી શી મેળવણી છે તે જોઊં તો ખરો."

"નહીં નહીં દાકતર રહેવા દેઓ. મને હમણા કામછે."

"મારૂં જો માનો તો ઢોલી નાખો."

"લઓ દાકતર, આએ ઢોલી નાખું છું—હવે તમે ધીરા પડયા ? દાકતર, તમે શું એમ ધારયું કે મેં પીવા મંગાવી ?" દાકતર સાથ શીરીને ઊડાવી ઊડાવીને વાત કીધી કે તેને કાંઇ શક ઉત્પન્ન નહીં થાય.

દાકતર ઓરડામાંથી ગયા પછી શીરીન કોચ ઉપર ઊંધે મસ્તકે પડી રડવા લાગી, "અરે ખોદા! મારી હાલત ઉપર દયા કર! બસ હવે મારી ખાતરી થઇ! મારો બાપ એક નિચ ખુની છે! હવે હું સમજી! હીમજી કાંઇ ફોકટ બકબકારો કરતો નથી. એ જે બકેછે તે ખરૂંછે. કાંઇ પણ તેમાં છુપી વાત સમાયલી છે, અને તે બધી વાત ખુલ્લી નહીં પડે, તેથી મારા બાપે આ ઝેર ભેરયું! અફસોસ! કોઇને કહીએ કે દારાબ-શાહ ખુની છે તો તે માને?"



## પ્રકરણ ૩૭.

### મોહલતને તેડું.

હુજ્જત છે ઘોડો ને માણસ સવાર,
હુજ્જતે કાંઇ કાંઇને કીધાછે ખ્વાર.
હુજ્જતના ઘોડાપર બેસનાર સવાર,
ચાલી પણ ગયા છે ખોદાને દવાર.
જીંદગી ટુંકી ન ભરોસો લગાર,
હુજ્જત છોડી યાદ કર તું પરવરદીગાર.

બીજે દહાડે આકાશ ખુલ્લું હતું, તેથી સહવારના પોહોરમાં ઉઠતાંને વાર નાજાં પોતાનો ઇંગલીશ ગાઊન (જબ્ભો) પેહરી નવરોજી સાથે કઢંગી ઉપર બેસી ફરવા જવા તૈયાર થઇ.

નવરોજીના તે વારે હોશ ઊડી ગયલાં હતાં. મોઢાં ઊપર ફીકર બેસી રહી હતી. છાતી ધપધપ થતી હતી અને પેટમાં લપલપ થતું હતું. ફરામજીએ આપેલી બીહક હજી તેના મનમાંથી ભુસાઇ ગઇ હતી નહીં.

"પ્યારી નાજાં, તું આ કાલા ગાઊનમાં કેવી બીરાજે છે!"

"હોશે પણ આજે હું કેવી હરખમાં છું ચાલો, જલદી તૈયાર થાઓ, હમણા તો અરધો કલાક અહીંજ ફરી આવીએ. સાંજે પછી સ્કેન્ડલ પો-

ઇન્ત ( scandal point ) તરફ ફરવા જઇશું. જીન નાંખ્યા પછી કઢંગી કેવી શોભે છે ! આહા ! ચાલોની મને તવલાવ્યા શું કરોછો ! ”

ઘોડી કેવી શોભેછે તે નવરોજીએ બારી વાટેથી જોયું, પછી નાજાં એ પુછ્યું, “ કેમ તમને ગમેછે કે નહીં ? નહીં પ્યારી, મને બીલકુલ ગમતી નથી ” નવરોજીએ ગંભીરાઇથી જવાબ આપ્યો, અને પછી આસ્તે રહી કહ્યું,

“ નાજાં પ્યારી નાજાં હું તને કેટલો ચાહું છું તે તને ખબર છે. મારે મોઢે મારી તારીફ કરવી સજાવાર નથી. તારા ખાતર મેં મારા માય બાપ સાથે કજીઓ કીધો, અને તારે લીધે દુનિઆની દરકાર કીધી નહીં. પરણ્યા પછી કોઇ એવી ચીજ તે નહીં માંગી હશે જે મેં નહીં લાવી આપી. એવું તું નહીં બોલી હશે જે મેં નહીં કબુલ રાખ્યું હોય, તો હું આ- આટલા દહાડાંમાં એકજ અરજ કરૂંછું જો મારી ઉપર ફરજની રાહે નહીં, તો મેરબાની તરીકે કબુલ રાખ તું આએ ઘોડી ઉપર ના બેસ.”

નાજાંના દિલમાં પેહેલાં તો રહેમ પસરી પણ પછી છાતી કઠણ કરી બોલી, “ નવરોજી તમે એમ શું કર્યા કરોછો ! હું તો ગમે તે થાય, જાન જાય, માલ જાય, ધન જાય, ગમે તે થાય પણ હું તો એ ઘોડી નહીં છોડવાની. ”

“ ઠીક છે મારી આજની અરજ પેહેલી અને છેલ્લી છે. ”

“ નવરોજી તમે મારી ઉપર ગુસ્સે થયા છો નહીં ? ”

“ નહીં પ્યારી, ગુસ્સે નહીં ફક્ત દલગીર છું ”

આખરે નવરોજીને કપડાં બદલી નાજાં સાથે ફરવા જવાની ફરજ પડી, પણ ઘોડી એવી રીતે ચાલી કે નવરોજીને ધીરજ આવી અને ફરામજી ખોટા પડયા, નાજાંના કોમલ હાથ તળે ઘોડી બીલકુલ મેહેનત આપતી હતી નહીં. નજદીક કલાકેક થયા પછી તેઓ સહીસલામત પાછા ફર્યાં. બપોરનું જમી નાંજાએ પીઆના ઉપર ગાઇ નવરોજીનું દિલ રીઝવ્યું. ત્રણ વાગે ચાહ પી નાજાંએ તૈયાર થવા માંડયું, નવરોજીએ હવે ઘણી બોંહોંસ કીધી નહીં અને પોતે પણ તૈયાર થઇ પોતાના ઘોડા ઉપર બેસી નિકલ્યો, ત્યારે નજદીક સાડાચાર થયા હતા, વાત કરતાં ફક્ત ઘોડાને ચલાવતાં તેઓ સ્કેનદલ પોઇન્ત તરફ આવ્યાં, પણ ત્યાં ગયા પછી

નાજાંનું ગેલપ ઉપર સ્વારી કરવાનું મન થયું. જે માટે ત્યાં પુરતી સગવડ હતી નહીં, તેથી નવરોજીએ સમજાવી પતાવી બેઉએ તરફનો રસતો લીધો, જયાં આવતાં નજદીક સાડા પાંચ થયા.

જયારે નાજાંએ ગેલપ કરવાનો વિચાર જણાવ્યો ત્યારે નવરોજીના પેટમાં કેવી કુરકુરી બોલી, તેનો ફકત ખ્યાલજ થઇ શકશે.

ચર્નીરોડથી નવરોજીને પછવાડે આવવા કહી ત્યાંથી જે ઘોડો છોડયો તે નવરોજી કયાં અને નાજાં કયાં. હજી નવરોજી મરીનલાઇન્સ તેટલાં નાજાં નજદીક ચર્ચગેટ આગલ ! પણ કેવી હાલતમાં? મરીન લાઇન્સ આગળ તેણીએ ઘોડીને ચાબક માર્યો તેથી તે છેડાઇ અને ચર્ચગેટના સ્તેશન નજદીક લાવી નાજાંને ગોસમોરકુ કરી નાખી નાહી. નવરોજીનો ઘોડો એટલો ગંભીર હતો કે ઉતાવલે હરગીજ ચાલેજ નહીં. નવરોજી આવી પુગે તેટલાં દરિએ કિનારે બેઠેલાં માણસો નાજાંને મદદ કરવા દોડયાં. તેમાં ત્યાંથી ફરવા જતાં મેલાશેઠના દાદાભાઇ જેવણે વૈદું શીખી તરતનીજ મોટી પદવી મેળવી હતી તેવણ ચરચર કરતા વાંકીગ સ્ટીક લઈ છેલછબીલા છેલછબીલી સાથે જતાં હતાં. તેવણનો ગુરડો સખી હતો તેથી તેવણ પણ નાજાંને મદદ કરવા લાગ્યા. નાડ પકડી જોયું તો નાડ બંધ થઇ ગયલી જણાઇ તેથી ગડબડ કરવા લાગ્યા કે જુરીના દાકતરને બોલાવવો પડશે. એટલામાં નાજાં આંખ ઊઘાડી બોલી, "દાકતર સાહેબ તમે નાડ જોતાં કયાં શીખ્યા ? હું કાંઇ મરી નથી ગઇ પણ પડવાથી મારૂં લોહી જાણે થંબ થઇ ગયું હોય તેમ લાગેછે અને પાંસરૂ દુ:ખાય છે. બીજું કાંઇ નથી "

જોઇ લેવો દાકતરનો હુરીઓ. દાકતર સાહેબ તો ચાંઇ થઈ પડયા તેથી ત્યાંથી તરતજ સડક થઇ નિકલી પલકમાં નિચી મુડીએજ ચાલુંમુકયું.

ત્યાંથી નાજાંને ગાડીમાં સુવાડી વાલકેશ્વરના બંગલે લઇ જવામાં આવી. ગાડીમાં દુ:ખ વધવા લાગ્યું અને નાજાં રડવા લાગી કે હવે હું મરી જઇશ.

"નહીં પ્યારી, તું એમ શું બોલેછે ! મારી ઘાંટીમાં દમ હશે ત્યાં સુધી, મારો પૈસો ખુટી જાય તો પણ ગમે તે કરી, હું આખા હિન્દુસ્થાનના દાકતરોને બોલાવી મંગાઊ, અને તને જીવાડું !"

ઘરમાં લઇ જઇ મોટા દાકતરોને બોલાવ્યા અને ઘણી તજવીજ કીધી પણ દાકતરે હરસે નવરોજીને કહ્યું કે કલેજું ઠપકાયું છે તેથી હવે ઝાઝો વખત જીવે એવું નથી. ભાગ્યે એક બે દાહાડા કાહાડે. નવરોજીના હોશ ઉડી ગયા, તે જોઇ નાજાં ચેતી ગઈ કે હવે મોહોત નજદીક છે. તેણી પોતે પણ એમજ સમજતી હતી. દાકતરને તેણીએ પુછયું ત્યારે તેણે તો ઘણીજ ધીરજ આપી કહ્યું કે કાંઇ નથી, જરા વાગ્યું છે તે નરમ પડી જશે.

“ હા દાકતર સાહેબ હું કાંઇ બચ્ચું નથી કે મને સમજાવોછો મને પોતાને લાગે છે કે હવે હું ઝાઝો વખત જીવીશ નહીં.”

દાકતરના જવા પછી તેણી બોલી:—“ નવરોજી મારા પ્યારા નવરોજી હું મરવાને હજુર તૈયાર નથી. અત્યાર સુધી હું મગરૂબી મીજાજી, અને કઠણ હૈયાની હતી. મેં તમારી ઉપર કેટલી સરદારી ભોગવી છે. પણ આહા! અફસોસ! તે મને યાદ આવે છે, અને આજે હું પેહલ વેહેલી રડું છું. પણ હવે પસ્તાવો ફોકટ છે!”




## પાપનો પસ્તાવો.

પસ્તાવો કર, પાપનો પસ્તાવો કર;
ન કર બંદા પાપો રહેશે અમર.

નાજાં પામી ગઇ કે હવે મારી અજલ આવી છે. તેથી તેજ દાહાડે દાકતરના ગયા પછી નવરોજીને પાસે બેસાડી કહ્યું:-

“ પ્યારા નવરોજ, મારે વાસ્તે તું ગમગીન ના થા. તારે તો હજી કેટલાં વરસ લેવાં છે. હું જો મરી જાઉં તો તું સુખી થશે. એ

તને કયે દાહાડે સુખ દેખાડયું છે કે હું જીવતી રહું! એક મોહોરદાર કેહેવડાવવાને બદલે મને એક જુલમી કલાંત સ્ત્રીનું નામ વધારે છાજે છે. હા, હાલ તો તને લાગશે, પણ વખત, જે કોઇબી જાતનો ગમ દુર કરવાને એજમતી ઇલાજ છે તે તારો ગમ દુર કરી શકશે, અને પછી તને મારી ભલામણ છે કે કોઇ તારા ખાનદાનને છાજતી, તારો પ્યાર પાછો ફેરવે એવી સ્ત્રી સાથે પરણી જજે."

"નાજાં! તું એમ નહીં બોલ! જો મારી બધી દોલત લઇ કોઇ તને સાજી કરવા કબુલતું હોય તો હું રાજી છું. દોલતતો શું પણ તને બચાવવાને માટે હું મારો જાન આપવા તૈયાર છું!"

તમે બોલોછો તે બોલે બોલ ખરૂં સમજુછું! હું જાણુંછું કે તમે મને ચાહો છો! પણ મારા મોહતથી તમે પાછલથી સુખી થશો. હવે મારી પળો ગણાઈ ચુકી છે! મેં ઘણાઓને દુઃખ દીધું છે! અને તે માટે હું પસ્તાવો કરૂં છું. થોડુંકની વાત ઊપર મેં એક નિરદોષ ગરીબ ગાય જેવી છોકરી ઊપર આગળ રહી જુલમ ગુજરાવ્યો છે. તે કામનો ભાર મારી છાતી ઉપર છે! તે ભાર હું પસ્તાવાથી દુર કરવા માંગું છું. હું તમને બધું કહું, પણ તમે તે માટે માફ કરશો કે નહીં?"

"બોલ, બોલ પ્યારી, મારી તરફથી તને બધું માફ છે."

કેવી રીતે ગુલને ફસાવા માટે કોઇ દારાબને તેણીએ મદદ કરી હતી તે સઘલી વાત વીગતવારે નવરોજી આગળ નાજાએ કહી સંભલાવી! પછી પુછયું,

"નવરોજી એ વાતથી તમને મારી ઉપર ધીક્કાર છુટતો નથી વારૂ"?

"નહી બીલકુલ નહી. તારો એમાં કાંઇ વાંક નથી. પેલા ચંડાલ દારાબ નાણાવટીને ઠપકો ઘટે છે. તારી મદદથી તેણે પોતાની કાંઇ મતલબ સાંધી છે."

"તમે કેમ જાણ્યું કે તે દારાબની અટક નાણાવટી છે?"

"હું તેને ઓલખું છું. નાનાભાઇ જંગબાહાદુર સાથે બીજો દારાબ ફરતો નથી. એ દારાબ ખાનદાની છે અને પોતે કોટમાં પહેડી ચલાવે છે. બાતેનમાં ઘણો નિચ અને ચંડાળ છે. બાહેરથી તો લોકોને દારાબશાહા શેઠ કરવાની ફરજ પડેછે કારણ કે તે ઘણો લાગવગ ધરાવેછે."

"અરે ! અફસોસ ! ત્યારે તો મરતી વખતે વધારે અફસોસ કરવો પડેછે !"

"કેમ ? શા માટે ?"

"દારાબશાહા નાણાવટી નામનો શખ્સ મારી સાથે બચગીથી સં-બંધ ધરાવેછે ?"

હું કહુ તે સાંભલો મારો ખવાસ એટલો મીજાસી અને ગરમ શાથી હતો તે મારી વાત ઉપરથી તમને જણાશે.



## એક નાશકારક ધંદો.

પાંચ આંગલાં લંબાઇમાં સરખાં નથી,
ખુદરતમાં એકસાન એ તણખાં નથી.

નવરોજી નાજાનો હાથ પોતાના હાથમાં દાબી તેણીની પાસે બેટેલો હ-તો તેટલામાં બોલાવેલા બે મોટા દાકટરો હાજર થયા. તપાસ કરી નવરોજીને હરૂસે કહી ગયા. "હવે થોડા વખતમાં પ્રાણ મુકી દેશે."

દાકતરોના જવા પછી નાજાએ નવરોજીને પોતાની બચગીની વાત નિચે પ્રમાણે કહી સમજાવી.

"નવરોજી તમે મને અત્યંત પ્યારથી અને માયાથી ચાહી છે પણ હું જે તમારી સાથે દમમાં રેહેતી હતી તેમ થવા હું નાનપણમાં શીખી હતી. અને હું જે કહું છું તે તમે સાંભલો, પછી તમે પોતે મને માફ કરશો એમ મારી ખાતરી છે. હું દસ વરસની થઇ તેની અગાઉની વાત મને યાદ નથી પણ હું આસરે દસ વરસની હતી તે વાંરે હું વડોદરામાં હતી જયાં હું એક હસમુખી અને ખુબસુરત સ્ત્રી સાથે રહેતી હતી જે સ્ત્રી બીજી કોઇ નહી પણ મારી માય હતી. તેણી બેહદ પ્યારથી મને ચાહાતી હતી જે ચાહા હું હજી ભુલી ગઇ નથી. ત્યાં થોડે થોડે દાહાડે એક પારસી

આવતો હતો જેને મારી માય મને બાવા કરી હાંક મરાવતી હતી. તે પારસી ઘણો રંગીલો ઇશકી પારસી હતો અને મને કાંઈ એવી યાદ છે કે તેનું કામકાજ મુંબાઇમાં હતું. તે રહેતો હતો પણ મુંબાઇમાં. તે આવતો ત્યારે મારી માય એટલી ખુશી થતી કે કાંઈ વાત થઇ શકે નહીં. થોડા વખત પછી તે ઘણે લાંબે વખતે આવવા લાગ્યો અને તેથી મારી માય બહુ બેચેન અને હેરાન રેહેતી. એક દાહાડો મારી માય આગલ કોઈ શખ્સ આવી મારી માયને બાજુ ઉપર લઇ જઇ કાંઇ કહયું અને ચાલી ગયો. જે પછી મારાં માયને મેં ફરીથી હસતાં જોયા નહીં. થોડા દિવસમાં મારાં માય સઘલો સામાન વેચાવી નાખી મને લઇને જે ઘરમાં તમે મને પેહેલાં જોઇ ત્યાં આવીને રહયાં. મારી માય પાસે થોડા પૈસા હતા તેથી અને પોતે સીવી સાંધીને બને તેટલી મેહેનત કરતાં હતાં, તેમાંથી અમારૂં ગુજરાનચાલતું હતું. મને કોટમાંની સર જમશેદજી જીજીભાઇવાલી છોકરીઓની નીશાળમાં મુકી હતી, જયાં હું સઘલું શીખી હુશિઆર થઇ. હું જયારે સમજણની થઇ ત્યારે મેં મારા માયજીને ખુદરતી રીતે પુછયું કે મારા બાવા કયાં છે ?

આ સવાલથી મારા માયજીનું દુઃખ ઊભરાઇ આવ્યું અને રડવા લાગયાં, જે ઉપરથી મને તેવણની વાત સાંભળવાને વધારે અને વધારે મન થયું. એક દહાડો મારી માયે નિચે પ્રમાણે મારી આગળ ટુકમાં ખુલાસો કીધોઃ—

"નાજાં મારો દારાબશાહા નામનો માસીનો છોકરો હતો જેને ત્યાં આ-જ કેટલુંક થયું પૈસાની રેલ છેલ થતી આવીછે. તે દેખાવમાં ઘણો ચં-ચલ અને ચાલચલણમાં બાહારથી ઘણો પ્રમાણીક દીસવાથી મારો તેની ઉપર પ્યાર દોડયો. થોડુંક સુધી તે પ્યારથી પીડાઇને એક દાહાડો મને તે મળવા આવ્યો ત્યારે મેં તેની આગળ મારો પ્યાર જાહેર કીધો, જે ક-રવાથી મને તેણે કહ્યું કે હું પણ તને ચાહું છું. પોતાની માયની ના-મરજીનું બાહાનું દેખાડી વડોદરે લઇ જઇને મારી સાથે લગન કીધાં. દ-સ અગીયાર વરસ થોડા મહિના મુંબઇ તો થોડા દાહાડા વડોદરે કાહાડી એક દાહાડો મને હમેશ માફક આવી દસ હજાર રૂપીઆ આપી ખુશ ખુ-શાલીમાં વાત કરી ચાલી ગયો. થોડા દિવસ પછી એક દોસ્ત પાસે તેણે

કેહેવડાવ્યું કે હું બીજી પૈસાવાલી છોકરીને તારાં કરતાં વધારે ચાહુ છુ, વાસ્તે તારે મારે આજ પછી કાંઇ નહીં !

"મારા માયનો કોઇ વાલી ન હોવાથી અને મારા માય તેને ખરાં દીલથી ચાહતાં હોવાના સબબને લીધે તેવણ મુગે મોઢે દુ:ખ ખમી મરી ગયાં. આવી રીતે મારાં માયજી ઉપર દુ:ખ અને બેવફાઇ ગુજરવાથી મેં ઠેરાવ કીધો કે મારે કોઇ નરને વધારે કોહુ આપવુ નહીં.

હું તમને દિલમાં ચાહતી હતી પણ મેં ધારયું કે જો બાહારથી હુ તમને ઘણી ચાહીશતો તમે મારી તરફ ઘણા બેદરકાર થશો. હું તો મરતી વખતે એમ કહું છુ કે દુનિઆમાં સોમાં થોડાજ ભરથારો પોતાની સ્ત્રીની તરફ ખરો પ્યાર ધરાવતા હશે, અને નવરોજી તમે તેમાના એક છેઓ, એ હુ દીલોજાનથી કહુ છુ. નવરોજી મને મારી ચાલ માટે માફ કરજો. બોલો નવરોજી તમે મને મારી બેઅદબી માટે માફ કરોછો કે નહીં ?"

"બાખુશીથી માફ કરં છુ."

"ત્યારે હવે મને મરતી વખતે એટલુંજ કેહેવું છે કે મારી સાંકડી અનેજ વેરાત થોડુ તમારૂ અપાવેલુ અને થોડુ મારી માયનુ છે. ગુલબાઇને મેં ઉછાછલાપણે અને વેર ભાવે આગલ રહી હેરાન કીધી છે તેના પસ્તાવાની દવાની તરીકે એ સઘલુ જર જવેરાત વેચી તેની ઉપજ તેણીને બક્ષેશ આપવી. હુ એ કામ માટે હવે ઘણી પસ્તાઉછું. બીચારી ગુલે મને કોઇ વખતે ફરીયાદ કરવાનુ કારણ નથી આપ્યુ"

"કબુલ છે. મારે તારી અરજ અંત:કરણથી કબુલ છે."



## પ્રકરણ ૪૦.

### મોહું બંધ.

બદીના દેવને તો જોકે સંતોષ નથી.
આદમ તેને પુંજે તેમાં તેનં દોષ નથી.

પોતાના બાપની બદી વિષે પોતાની ખાતરી થયા પછી શીરીન પોતાના ઓરડામાંથી બાહાર નિકલી નહીં. કાંઇ બીજી

વાત હતે તો તેણી પોતાના બાપને માફ કરી શકતે પણ ખુન! ખુનને માટે માફ કરી શકી નહીં.

તેણી ઓરડામાં નિચી મુડીએ એમથી તેમ ફરતી ફરી બોલવા લાગી. મારાથી મારા બાપને ફસાવાય તો નહીં! પણ મારો વાહા હવે મરી ગયો. અરે! કોઇ આગળ કહીએ કે દારાબશાહા નાણાવટી ખુની છે તો માને? જો દુનિઆમાં સાધુના લેબાસ તળે ખુની જોવો હોયતો મારો બાપછે."

શીરીને દીના કાકીને ઓરડામાં ઉભાં રેહવા દીધાં નહીં અને દારાબે તેણાને થોડા રૂપીઆ લઇ પોતાને ગામ જવા કહયું. પછી દારાબ જમીન ઉપર ટીકતો હાથ સાથે હાથ અફાલી મનમાં બડબડવા લાગ્યો, "મારી આજુબાજુ જાળ વણાય છે! તેમાં હું થોડા વખતમાં ફરી પડીસ! મારી શીરીનોને પણ મારી છુપી વાત માલમ પડેલી દીસે છે! તેણીને કેમ માલમ પડયું! તેણી મને ફસાવે તો નહીં? નહીં, પણ ગમે તે થાય એ બધાઓના મોઢાં બંધ થવા જોઇએ" એક ચાકર ઓરડામાં દાખલ થયો તેને દારાબે પુછયું "કેમ તેડી લાવ્યો?"

"હા સાહેબ આ રહયા" ચાકરે એક વાણીઆને દાખલ કીધો.

આ ગ્રહસ્થ એક જાડો અને બટકો નામે દાકતર ગગનદાસ હતો. અને દાકતર ગગનદાસના મોઢાં ઉપરથી ખુલ્લું દીવાની જોત જેવું દીસતું હતું કે તેવણ કોઇ ગ્રહસ્થ ઉથાઉગીર હતા. તેવણ દાકતર હતા અને મોઢું અજાયબ જેવું એ કે તેવણ દરદીઓને પોતાને ઘર રાખી આખો દાહાડો તેઓની માવજત કરવાના બાહાના હેઠલ દોઢિઆ પેદા કરવાની તદબીર લઇ બેઠા હતા. "કેમ ગગનદાસ કેમ છો?"

"શારીપેઠે દારાબશાહા શેઠ, કેમ તમને મને બોલાવવું પડયું?"

"જુઓને આ ઘરમાં લોકોને વેહેમ ભરાઇ ગયો છે તેથી કોઇને કાંઇ બીહે છે અને પછી તેને ભેજાની તાપ આવેછે અને બકબકારા કરે છે. હાલ મારા ઘરમાં ચીતારો રાખ્યો છે અને તેને પણ એમજ થઇ આવ્યું. તે કાંઇ કાંઇ ઘેલું ગાડું બકે છે. તેથી મારો આ બંગલો છોડી મારે કોટમાંજ જઇ રહેવું છે, અને તેથી તે બીચારાં મા બાપ વગરના ભીખારી હાલતના છોકરાને તમે તમારે ઘર લઇ જઇ સંભાલ

રાખો તો ઠીક. જ્યાં સુધી તમે રાખો ત્યાં સુધી હું તમને તમારી મેહેનતનો લવાજમ આપતો જઇશ. મારો વિચાર એ છોકરાને સરકારને સ્વાધીન કરવાનો હતો. પણ મારી છોકરી એ છોકરા ઉપર ઘણી મેહેરબાની રાખેચ અને તેણી મને એમ કરવા ના કેહેચ."

"ઠીક છે, દારાબશાહા કબુલ છે. મારો તો એજ ધંધો છે. મારે ના શા માટે પાડવું જોઇએ. પણ તે ઘેલો છોકરો કયાં છે તે દેખાડશો?"

દારાબ ગગનદાસને લીમજીના ઓરડામાં લઈ ગયો. ગગનદાસ મુગા રહી લીમજીનો બકબકારો સાંભળવા ઉભા. લીમજીનું મોહું બીજી તરફ હતું અને તે કોલેજમાં જાણે તર્ક શાસ્ત્ર ઉપર ભાષાણ આપતો હોય તેમ ભાષાણ કરતો હતો. તે સાંભળી ગગનદાસ દાકતર વિચારવા લાગ્યો કે "દારાબશાહા એને ગરીબ અને અકલ વગરનો કહેછે અને એતો બહુ શીખેલો દેખાયછે! ઠીકછે જોઇએ તો ખરા કે આગળ શું માલમ પડેછે."

તરતજ લીમજી ઢોલીઆ ઉપર ઉઠી બેઠો થયો અને બોલવા લાગ્યો "અરે! મારા બાપનું ખુન થયું આએ ઉતર તરફના ઓરડામાં મારા બાપને માર્યો! અએ દારાબ નાણાવટી! મારા બાપનું વેર લઇશ! તુ કયાં જવાનો છે! ખુનનો ઇનસાફ વાજબીછે!"

લીમજી એવું ઘણું બકવા લાગ્યો તે ધ્યાન દઇ સાંભળી ગગનદાસ સમજી ગયા કે જયાં છે ત્યાં આએ દારાબ આ લીમજીને દુર કરવા માંગેછે.

"હા, દારાબશાહા એ તો તમારા ઘરની વાત કરેછે કાંઇ ઘરમાં ખુન થયું હતું.?"

"નહીંરે સાહેબ ખુન શાનું"

"ત્યારે જુઓ એ એક દાહાડામાં સાજો થઇ જશે, ફકટ તે ઓરડામાં લઇ જઇને એને દેખાડીએ કે જો ખુન કયાં થયું છે?"

"નહી નહી! અહી કોઇ ઓરડા નથી કાંઇ દેખાડવાનું નથી, મેં કહયું તે તમારે જો કબુલ હોયતો હા કહો નહીં તો ના કહો."

"મેં કહયુંને કે મારે કબુલ છે પણ આલશો શું?"

"તમેજ માગી લઓ."

"વરસ દાહાડે પાંચ હજાર રૂપીઆ લઇશ." "ઘણાછે."

"ઘણુંછે, પણ આ કેશ પણ નવાઇ જેવો છેને ? આમાં તમારૂં નામ ભેલાયછેને. એ વાત કોઇ આવે ને શાંભલે તો શક જાય કેને. તો એ દુનિઆમાં જાણે જીવતો મરી ગયો છે તેમ થશે તો પાંચ હજાર કાંઇ ઘણા નહીં થયા."

"હા ગગનદાસ મારી મતલબ તમે સમજી ગયા. તમે કેવા હુશિયાર દાક્તર છેઓ ! જો એને એકલો બંધ રાખો તો પાંચ હજાર રૂપીઆ આપું."

"તો એકલો નહીં તો બીજુ કોણ આવશે ? એકલોજ રહેશે તો."

તે દહાડે રાતના દસ વાગ્યા પછી ગગનદાસ લીમજીને ગાડીમાં બેસાડી પોતાને ઘર લઇ ગયા. તે વિષે ઘરમાં કોઇને ખબર પડી નહીં. રસ્તામાં ગડબડ કરે નહીં માટે આગમજથી તેણે કેફી દવા પીવાડી રાખી હતી.




## આફત ઊપર આફત.

મને તું બોલ, મને હેરાન કર,
મારા પ્યારને ચાહા મેસ્લે જર.
આફતો પાડ દુઃખ બી હું ખમીશ,
મારા પ્યારને ચાહા તો તને હું નમીશ.

દારાબે તાલમેલથી દીના કાકીને ખેરવયાં પણ તેવણ સમજી ગયાં કે દારાબ મને ખેરવવા માગેછે. તેવણને શક આવ્યો. પણ તે એમ કે પેહેડી ધસી પડી અને હવે દારાબ પાયામાલ થઇ ગયો એવો કાંઇ તેમને વિચાર આવ્યો. જતી વખતે શીરીનનું બારણું ઠોક્યું પણ શીરીન અંદરથી બારણું બંધ કરી ઉંઘાઈ ગઇ હોય તેમ મુગી મુગી પડી રહી.

લીમજીને લઇ જવા પછી દારાબે વિચાર કીધો, "હવે એ તો સ-હીસલામત છે અને જ્યાંસુધી ગગનદાસના ગજવા ભરાશે ત્યાં સુધી ધા-રતી નથી. ગગનદાસ પણ પામી ગયોછે ખરો, પણ તે દોડીઆની લાલ-ચથી મુગો બેસશે. અરે ! પેલા પૃશીક આસીઠથી કેવો નિકાળ આવી ગયો હતે પણ—કોણ જાણે કોણ શેતાનજાદો મને નડયો. શીરીનની ચાલ ચલણ ઉપરથી તે પણ કાંઈ થોડું જાણતી હોય એમ દીસેછે, તે તો મને નડી નહીં હોય ? ખુદા જાણે, પણ તે કેટલું જાણેછે અને શું જા-ણેછે તે મારે જાણવું જોઇયે. અરે ! આ કેવી ફીકર ચિંતા ! જોઉં તો ખરો એની સાથ વાત તો કરૂં."

દારાબે શીરીનના ઓરડા તરફ જઇ બારણું ઠોકયું. અંદરથી સાંકળ હતી અને જવાબ મળ્યો નહીં. બીજીવાર ઠોકયું. દાદ નહી. ત્રીજી વાર દારાબે બારણું ઠોકયું અને બોલ્યો, "

"શીરીન હું છું, બારણું ઉઘાડ મને કામ છે."

" ઓરડામાં પગલાં સંભળાયા અને શીરીન બારણા આગલ આવી અંદરથી બોલી, "બાવા મેહેરબાની કરી મને સુઇ જવા દો, મને કોઇ સાથ વાત કરવા નથી ગમતી. મારૂં માથું બહુ ફાટી જાયછે."

"વારૂ તેથી શું તું જરા બારણું નહીં ઉઘાડશે ! ચાલ, બારણું ઉઘાડ ! એ આખો દહાડો થયો બારણા બંધ રાખી ઢોંગ શા વાસ્તે કરી રહીછે !" "બાવા મને મરવા દો, મને સુવા દો."

" જો બારણું નહીં ઉઘાડશે તો બારણાનો ચુરે ચુરો કરી નાંખી હું અંદર આવીશ," દારાબે દમમાંજ વાત રાખી.

શીરીનનું ઉતરી ગયલું મોઢું, દલગીરી ભરેલો દેખાવ, અને રડવા-થી સુજી આવેલી આંખો જોઇ દારાબને હેત તો લાગ્યું પણ દમ ચાલુ રાખ્યો."

"કેમ શીરીન તું આજ આખો દહાડો થયો ઢોંગ કરી રહીછે. માથું દુઃખે તેથી આખો દહાડો ખાય બી નહીં અને કોઇને આવવા નહીં દએ ?"

" મારૂં માથું બહુ દુઃખે છે અને મને કાંઇ ચેન નથી પડતી. મને કોઇને જોવા કે કોઇ સાથ વાત કરવા નથી ગમતી."

"એમ છે ત્યારે દાકતરને બોલાવ. ઠીકછે હું હમણા દાકતરને તેડવા મોકલું છું."

"દાકતરનું કાંઇ કામ તથા દાકતરથી મારૂં માથું નરમ પડશે નહીં, એ મારી ખાતરી છે. મારૂં કાંઇ સરદીનું કે ગરમીનું માથું નથી દુઃખતુ."

"શીરીન તું ઘેલી થઇ ગઈ છે. સહવારના તેં મારી સાથે વાત કીધી તેમ કોઇ ધ્યાન વાલું માણુસ નહીં કરે. તને છે શું ?"

શીરીન શું જવાબ આપવો અને કેમ કરવું તેનો વિચાર કરતી થોડો વાર ઊભી રહી, બોલી,

"બાવા-જઇ કાલે મને સ્વપ્નો આવ્યો, એવો સ્વપ્નો કે તેની યાદથી હું આજે આખો દહાડો હેરાન અને પરેશાન છું. ચેન નથી પડતું. ખાવું નથી ભાવતું. બાવા મેં શું જોયું તે કહું ?"

"જો કેહવાથી તારૂં હૈયું ખાલી થતું હોય તો કહે."

"હૈયું તો હવે પેલી જેહાનમાં ખાલી થશે. બાકીની જીંદગી હવે કંગાલ હાલતમાં ગુજરે એવું ધારૂં છું. જુવો સાંભલો. મારા સ્વપ્નાની શરૂઆત તો એ કે આપણા ઘેરમાં જે આજારી માણસછે તે ઘણો ભયમાં છે. તે કેવી જાતની ભયમાં હતો તે મને માલમ પડયું નહીં, પણ મને એવું લાગ્યું કે તેનો જાન ભારે જોખમમાં છે. મેં મારા મન સાથે ઘણીએ તકરાર કીધી પણ હું નાચાર થઇ અને ખુદાની ખુદરત આગલ મારૂં કાંઇ ચાલ્યું નહીં, અને તેને જોખમમાંથી બચાવવાને હું મારો ઓરડો છોડી તેના ઓરડા ભણી ચાલી. જઇને જોઉં તો ખરશેદબાઇ બાચારા લીમજીને પડતો મુકી નિરાંતે ઘોરતી હતી."

"એવા એવા સાધારણુ સ્વપ્ના તો દરેક જણને આવે, તેથી શું આખો દહાડો ખાવું પીવું નહી ? લીમજી તરફ તને ઘણું હેતછે તેથી ઊંઘમાં પણ તારૂં ધ્યાન તેની તરફ ખેંચાય એમાં નવાઇ જેવું કાંઇ નથી."

"સાભળો બાવા, એતો ફકત બીચારા લીમજીના જોખમની શરૂઆત છે. સ્વપ્નાનો છેડો કાંઇ સાધારણુ નથી. એ સ્વપ્નો ફકત ખ્યાલી અને સેતાની છે, એવું ધારી હું બાહાર નિકલવાની અણી ઊપર હતી તેટલામાં બાહારથી કોઇનાં પગલાં સંભળાયાં. જે છુપી ખુદરત મને

ચાલી ચલાવી ત્યાં લઇ ગઈ હતી તેજ ખુદરતે મને ભરાઇ જવા સુચવ્યું, અને હું કુરતની પછવાડે ભરાઇ ગઇ, તેટલામાં કોઇ એક સખ્સ આ-જુબાજુ જોતો આસ્તે આસ્તે એકકું પગલું ભરતો, અંદર આવ્યો, અને લીમજીની દવા ઢોળી નાંખી તેમાં ઝેરી દવા નાંખી જેમ આવ્યો તેમ નિકલી ગયો. બાવા, તે સખ્સનો ચેહેરો મેં બરાબર જોયો અને તેનો ચેહેરો તમારા ચેહેરાને આબે હુબ મલતો આવેછે. ઓ ખુદા ! મારી ઉપર દયા કર ! એ સ્વપ્નો હું કેમ ભુલી જાઊં !"

"છટ ! એવા ખ્યાલી સ્વપ્ના જેનું મગજ બગડયું હોય તેને આવેછે. ઘણા જનો એ ઊપરથી તદન ઘેલાં બની ગયાં છે, વાસ્તે સં-ભાળજે એવા ખ્યાલો અને સ્વપ્નાને મન ઊપર અસર કરવા દેતી ના, નહીં તો ભરજુવાનીમાં આ દુનિઆનો ત્યાગ કરી, મેડહાઉસમાં બાકીની જીદંગી ગુજારવી પડશે."

દારાબની ઉપલી સલાહ ધમકી રૂપમાં હતી. શીરીને તેની દરકાર કીધી નહીં, અને જવાબ આપ્યો "બાવા મને જે દુઃખ થાય તે ખ-મવાં કરતાં તદન ઘેલું થઇ જવું બેહતર છે."

દવા ઢોળી નાખી બીજી નામી તે ઝેરીજ હતી એ કેમ જાણ્યું ?"

"સ્વપ્નામાંજ તે માણુસના જવા પછી, મેં તે દવા દાકતર પાસે તપાસાવી અને દાકતરે મને તપાસીને કહ્યું કે તેમાં પ્રુસીક આ-સીદ હતી."

"ખચીત આ સ્વપ્નો અજાએબ જેવો છે ! ચાલ શીરીન, સઘળા ઢોંગ છોડી દે. કાલે અહીંથી આપણે કોટમાં જઇ રહીશું. અને તેટલામાં જો તારૂં મગજ ઠેકાણે નથી લાવી તો જાણ કે મેડહાઊસના દાકતરના સ્વાધીનમાં તને એકદમ આપીશ."

"મેડ હાઊસમાં. મોકલશો ! નહીં ? બસ એટલુંજ કે ?"

"હા, જો એમ કરવાને હું જરૂર જોઇશ તો આંચકો ખાઇશ નહીં. હું તને સાફ કહુંછું કે આજના જેવી તારી ચાલચલણ હું કદી ખમ-વાનો નથી. બીજાઓના ઘેલાપણાથી ઉપજતા ખ્યાલો સામે કેમ ટકાવ કરવો તે મને સારી રવેશે માલમ છે. તને જો મારી શક્તિની ખાતરી કરવી હોય તો આવ. તને કાંઇ દેખાડું."

દારાબે શીરીનને લીમજીના ઓરડા આગળ લઇ જઇ કહ્યું. "શીરીન જે ધણીને માટે તને આવા ખોટા ખ્યાલી સ્વપ્ના આવેછે તે ગુમ થઇ ગયોછે, તું હવે તેને ફરીથી જોઇ શકશેજ નહીં."

"ઓ ખુદા! અફસોસ! તેનો કોઇએ નાહક જીવ લીધો હશે."

"જીવ નથી લીધો, પણ મુવા બરાબર છે. તે તારા જેવો હતો. તેને ખોટા ખ્યાલો આવતા હતા, અને બકબકારો કરતો હતો, જેથી બીજાઓના મનમાં શક ઊત્પન્ન થતો હતો અને તેથી મારા બાપદાદાથી ઉતરતી એકઠી આબરૂ જવાની વકી હતી. કોણ જાણે બીચારાનું મગજ કેમ બગડયું! હું શું કરૂં! એ દાકતરોએ તેને ઘેલો ઠેરવ્યાથી તેને એક ખાનગી ઇસ્પીતાલમાં મોકલાવી દીધો. હવે પછી કાંઇ બોલે તે અગાઊ ખુબ સંભાળ રાખજે."

શીરીન એક બોલ બોલ્યા વગર પોતાનાં ઓરડામાં ગઇ, જયાં જઇ દુવા કીધી કે જે ખુદરતે લીમજીને ઝેર પીતો બચાવ્યો, તેજ ખુદરત તેનો નેગેહબાન થાઓ. બીજી સહવારે દારાબ શીરીનના ઓરડામાં ગયો, પણ પક્ષી ઊડી ગયું હતું. જે ઘરમાં શીરીન નાનપણથી ઉછરી હતી, તે ઘર છોડી દઇ શીરીન ચાલી ગઇ હતી. દારાબ ઉપર આ વલી નવું વઘન હતું.




## મેહતાની વાત.

મોહની આગલ પૈસા શું છે, જબુન છે લાચાર,
અફ્લાતુન પણ જીલે બા ખુશી જુતીઓનો માર.

જયારે ગુસતાદ નાદરશાહના ગુમ થઇ જવાની ખબર પોલીસને કરવાની ધાંધલમાં હતો, તેવારે પીરોજા પોતાની આસપાસ ફરી વળેલાં અંધારાના વિચારમાં ચકચુર થઇ બેઠી હતી. પોતાના

ભોલા અને ભલા વરના ગુમ થઇ જવા કરતાં પોતાની છોકરીના અચાનક ગુમ થઇ જવાથી તેણીનું કલેજું વીંધઇ ગયું હતું. નાદરશાહ તો કોઇ નિચનો ભોગ થઇ પડયો હશે પણ ગુલની હાલત તે કરતાં બદતેર હતી. શરમ, અપમાન, અને હલકઇ! આ ત્રણ ચીજે તેણીની ઉપર હુમલો કીધો હોવો જોઇયે, એમ પીરોજા માનતી હતી. હવે શું કરવું તે સુઝ પડયું નહીં. એક પછી એક આફત પડતી જોઇ તેણી બેફામ બની બુવડ જેવી બેઠી, અને આ સઘલું ખરૂં બનતું હતું કે ફકત સવપ્ના હતા તે કહી શકી નહીં. માણસની દલગીરીમાં એવો બી એક વખત આવેછે કે જે વારે દલગીરીના સંખ્યાબંધ હુમલાથી માણસ બેફામ બની જાય છે. પીરોજા પાક હતી, સાફ હતી, ભોલી હતી. નીરદોષ હતી. કોઇને તેણીએ હરગીજ હેરાન નહીં કીધું હતું, તો તેવા નિરદોષ પ્રાણી ઉપર આફતનો મારો ચાલુ રહે એ અંધેર થઇ ગયું. કેહેવત છે કે 'ઇસ હાથ દે ઔર ઇસ હાથ લે' તે ખરીછે. બેહસ્ત દોજખમાં જઇએ ત્યારની વાત. હાલતો બેહસ્ત દોજખ અહીંજ છે. પીરોજા બારીવાટે ઊભી રહી દલગીરીમાં ચકચુર થઈ રહી હતી, તે વારે તેણી ભુલ કરતી હતી. એક બંદો જો ખોદા ઉપરજ ધ્યાન રાખે તો પછી જે આફત પડે તે સબુરીથી સહન કરે, અને દલગીરીમાં ચકચુર નહીં થાય અને ખોદા જે કરે તે ખરૂં એમ મક્કમ લઇ બેસે તે પાછલથી સુખીજ થાયછે. તેને માટે ભવિષ્ય ખુસાલીના સંગ્રહનું બનેલું હોયછે. પીરોજા ઉપર ખોદાની મેહેર હતી, ખોદા પોતાના વહાલાં ઉપર હંમેશ પેહલાં દુઃખ પાડેછે અને તે દુઃખ કેટલી સબુરીથી તે ખમે છે તે જોતો રહેછે, પણ જયારે દુઃખનો દરીઓ ભરાયછે ત્યારે આફતનું બીજું પાણી ખોદા રેડતો નથી, એટલુંજ નહીં પણ તેનું પાણી આસ્તે આસ્તે પાછો કાઢાડતો જાયછે.

પીરોજા બારીવાટે ઊભી હતી, તેવામાં એક બે ઘોડાની ગાડી ખણુખણુ કરતી ઘર આગલ આવી ઊભી. ઘોડાવાલાએ બારણું ઉઘાડયું તેવામાં ગુલ અંદરથી કોઇ કાલી સારીવાલી બાયડી સાથે નિકલી અને માલ ઉપર ચઢી. પીરોજા તેને દાદર ઊપરજ જઇ ભેટી અને પુછપરછ કરવા મંડી ગઇ. ગુલે તેણીને ધિરજ આપી, સઘલી બીના કહી સંભલાવી ઉ-

મેહુ કે "આ બાઇની મદદથી હું સહીસલામત અહીં આવી પુગી છું." જે ઉપરથી પીરોજાએ પેલી બાઇને હજારો હજાર દુવા દીધી અને મેહનતની માફ માગી, જે માટે પેલી બાઇએ નિચે પ્રમાણે જવાબ દીધો:-

"આ છોકરી એક ખજાનો છે અને એ ખજાનો હું તમારે પાંછો સ્વાધીન કરૂંછું. જો એ આટલા થોડા વારમાં મને પ્યારી થઇ પડી છે, તો તમે એને કેટલાં ચાહતાં હોવા જોઇયે!" પીરોજાનું હૈયું ખુશાલ થઇ ગયું. તેણીએ ખુદાના હજારો હજાર શુકર ગુજાર કીધા અને ફરી ફરી પેલી બાઇનો ઉપકાર માન્યો. પેલી બાઇ કે જે બીજું કોઇ નહીં, પણ પેલા ચંડાલ નાનાભાઇ જંગબાહાદુરની નેકખાહ માતા હતી તેણીએ પીરોજાને કહ્યું કે, "બાઇ, હું હમણાતો જાઉંછું, પણ આ ગુલબાઇ ઉપર મને પ્યાર લાગ્યો છે, માટે બનશે ત્યારે હું એને મલવા આવ્યા કરીશ. મારા છોકરાની ચાલચલણ માટે મને ખેદ ઉત્તપન્ન થાય છે અને હું તેની તરફથી માફ માગુંછું. મારો છોકરો એવો નહીં હતો પણ તેની ઉપર ખરાબ સોહબતની અસર થઇ છે. હવે તમે તમારી છોકરીને ઘરમાંજ રાખજો. નિશાલબીસાલ છોડી દેઓ. હું તમારે લોકને માટે કામકાજ મોકલાવતી જઇશ, તે ઘરમાં બેસી કરજો. અને ગુલબાઇનો ભાઇ બીન રોજગારી છે તેને પણ હું મારી લાગવગ લગાડી કોઇ ઑફીસમાં ઠેકાણે લગાડી આપીશ."

જંગબહાદુરની માય પીરોજાને એક બહેનની માફક ભેટીને છુટી પડી બાદ, પીરોજા પોતાના ફુલ સાથે વાતચીતમાં મશગુલ થઇ, જેના હરખમાં તે પોતાના ભરથારને થોડોક વખત ભુલી ગઇ. પણ જો કે તેની યાદ તરતજ પાછી ફરી તોપણ ગુસ્તાદના આવવાની અને તેની તરફથી ખબર મલી, તેથી તેણીએ ગુલને, હાલતો અંજાણીજ રાખી.

તેઓ બન્ને વાત કરતાં હતાં, તેટલામાં એક પારસી ઉપર આવ્યો અને પુછવા લાગ્યો, "પીરોજબાઇ અહીં રહે છે?"

"ભાઇ, કયાં પીરોજ બાઇને પુછો છો?" ગુલે પુછ્યું.

"નાદરશાહ ચીનાઇના ધણીઆણીને."

"હાજી, તે એવણ," ગુલે પોતાની માયને દેખાડી કહ્યું.

"બાવા, કેમ શું કામ છે?" પીરોજાએ પુછ્યું.

"હું તમારી સાથે કાંઇ ખાનગી વાત કરવા આવ્યો છું."

"તમારૂં નામ શું બા? હું તો તમને ઓળખતી નથી."

"મને તમે નથી ઓળખતાં?"

"નહીં બા, કાંઇ તમે મને ધ્યાનમાં આવોછો ખરા, પણ મને કાંઇ યાદ નથી આવતી."

"તમે મને નહીં ઓળખતાં! તમે મને એક બે દહાડાની વાત ઉપર જોયો. હું દારાબ નાણાવટીની પહેડીનો વડો મહેતો છું. તમારા ગુમ થઇ ગયલા ધણીની ખબર પુછવા તમેજ કોઈ બીજા શખ્સ સાથે આવ્યાં હતાં, નહીં વારૂં?"

"હાજી હાજી. જો કાંઇ તમને ખબર મલી હોય અથવા તમે કાંઇ જાણતા હોવો તો બા મને કહી દઓ! હું કેવી દુઃખી છુ તે તમે જાણોછો."

"મને કાંઇ નહીં, અરે મને ઘણું કહેવાનું છે. તમારા ધણી વિષે હમણા તો કાંઇ ખબર આપી શકતો નથી, પણ આજે હું આવ્યો છું તે એટલાજ માટે કે તમને કાંઇ હું મદદ કરી શકતો હોઉં તો તે મદદ આપવા હું તૈયાર છુ."

"હા બા, મને મદદની ઘણી જરૂર છે. મને મદદ કરો! હું લાચાર છું! ઉપર બેઠો છે તે સિવાય મારો બીજો કોઇ ખેરખાહ કે દાદખાહ નથી!"

"પીરોજબાઇ, તમારો આગલનો તોર અને હમણાના દમમાં કેટલો ફેર પડી ગયો છે!"

"તમે મને આગલના ઓળખતા દેખાઓછો."

"હા પીરોજબાઇ, હું તમને ઘણાં વરસ થયાં ઓળખું છું."

"તમારૂં નામ શું, બા?"

"મારૂં નામ ખરશેદજી મેહતા. આગલ હુ માસ્તર હતો."

"મને ઓળખ આપો ત્યારે. એમતો મારા ધ્યાનમાં નહીં આવતા. મારી ઉપર કેવી આફત પડીછે બા! આહા! મારૂં ધ્યાન કયાં ઠેકાણેછે!"

"પીરોજબાઇ, તમે મને કયાંથી ઓળખો! મારી ઉપર બુઢાપણના ગલબાથી હું ફેરવાઇ ગયેલ છું. સાંભળો, મેં તમને આજે વીસ વરસની વાત ઉપર જોયાં હતાં, તેવારે હું એક ખુંધો અને તેથી બેડોળ

ગરીબ માબાપનો ભીખારી હાલતમાં જીંદગી ગુજારતો છોકરો હતો. તે છતાં જુવાનીના જોરથી આબરૂ દરકારમાં રહી મારૂં નામ કાહાડી, મોટી પાયરીએ ચઢવાને મને ઉમેદ હતી, પણ બધી ઉમેદ એક પછી એક ગુમ થઈ ગઇ, અને હાલ આ હાલતમાં છું. વીસ વરસની અગાઉ તમને કોઇ માસ્તર કોલમ્બસના વૃતાંતમાંથી ઇંગ્રેજીમાં તરજુમો શીખવતો હતો તે કાંઇ ધ્યાનમાં છે ? અને પછી મે મહિનામાં તમને જે ધણીએ ફારસી શરૂ કરાવ્યું હતું તે શખ્સ કાંઇ ધ્યાનમાં છે ? "

"હા હા, હવે તમને ઓળખ્યા. તે તમેજ હોવા જોઇયે, પણ ખરશેદજી તે વખતમાં અને હાલમાં તમારા વચ્ચે પણ ઘણો તફાવત છે. "

"મને એ તફાવતની કાંઇ દરકાર નથી. જીવવું કેટલું છે? આજે અહીં છીએ અને કાલે મસાનમાં, તો પછી બધો દમ દમાત એક કોરે રહી જાયછે, સમજયાં ? તમે મારી હાલત ઊપર રહેમ નજરથી જુવો છો એજ સંતોષકારક છે. "

" જો તમને મારી રહેમ અને દયાથી કાંઇ ફાયદો થતો હોય તો હું તે દેખાડવાને ઘણી ખુશી છું. "

" વાહવારે પીરોજબાઈ, તમને બધું મતલબનુંજ યાદ રહેતું દેખું! છેલ્લે સરવાલે એક કૂતરાંને મરાવે તેમ કુંદી પાક ખવડાવ્યો હતો તે તો તમને યાદ આવતુંજ નથી ! "

" કુંદી પાક ! કૂતરાંની માફક ! એ શું બોલોછો ? ખોદાને ખાતર કહો એમાં શું ભરમ છે ? "

"અરે પીરોજબાઈ, તમે પાછલો વખત ભુલી ગયલાં દેખાવો છો!" મેહતાએ ટક્કોરમાં કહયું.

" નહીં ખરશેદજી, બરાબર બેસો અને એનો ખુલાસો કરો. તમારા અને મારા વચ્ચે કાંઇ ગેર સમજુતી થઈ હોય એવું દીસેછે. "

" મારનાર કે મરાવનાર ભુલે, પણ જેના હાડકાં ભાંગે તે તો મરે ત્યાંસુધી નહીં ભુલે. મારાં હાડકાં છુટાં પડયાં તે મને બરાબર ખબર છે, પીરોજબાઈ, માર્યો ગોદો કાંઇ હવે પાછો નહીં આવવાનો, સમજયાં ? "

" ખરશેદજી, તમારાં એ બધાં ઉખ્યાણાં હું બીલકુલ સમજી શકિત નથી. મેહરબાની કરી એનો ખુલાસો કરો. "

" કબુલ છે. તમે સતર વરસના હતા તે દહાડા તરફ પાછા ફરીએ તે દહાડે તમને સતરમુ' વરસ ઉગ્યુ' હતું. હું તેવારે તમને વરસ એકનો શીખવવા આવતો હતો અને હું તમારી યાદદાસ્ત શક્તિ વિષે ઘણી તારીફ કર્યો જતો હતો. વારૂં, જે દહાડે તમારૂં વરસ ઉગ્યું, તે દાહાડે તમારા દોસ્ત આસનાવને જમવા બોલાવ્યાં હતાં. તમે તમારા ઓરડામાં ફુલોનો સ ગાર કરતાં હતાં, તેવારે હું તમને શીખવવા આવ્યો, તે વારે મને ના કહેવામાં આવ્યુ' કે આજે લેશન નહીં, તેથી હું પાછો ફરવા જતો હતો, ત્યારે મારા જેવા રખડતા ભીખારી ભુખાં માસ્તરને પણ મેહરબાની કરી તમે જમવાનું તેડુ કીધું. પીરોજબાઇ, હું તે દાહાડો જીવીસ ત્યાં સુધી યાદ રાખીશ. મારી જીંદગીમાં એ દહાડાની બીના મારા જીગરમાં કોતરાઇ રહીછે. હું ઘણીબી રીતે ભુલવા માગું છું, પણ નહીં, તે ભુલાતી નથી. હું દમ બાંધીને દારૂ પીઊંછું કે તેની લેહરમાં હું તે દહાડો ભૂલું, પણ નહીં, મારો દારૂ બધો ઊડી જાય છે. હું વીસ વરસે તમને મળ્યો પણ મારા સ્વપ્નામાં તમે દરરોજ આવો છો. હું તમને તે વખતે પીરોજા કહેતો હતો અને તેથી આજે પણ મને તેજ નામે હાંક મારવા દઓ. પીરોજા, તે દહાડાનો તમારો દેખાવ મારાં મન આગલ તાજો છે. મારા જેવો એક ઘેલો તમારી તારીફ કરે તેથી તમારે ખફા નહીં થવુ'. હું તમારી સાથ સરખાવતાં તમારા પગ તળે ભચડાતી કીડી સમાન છું. તે વખતની તમારી લટકતી ચાલ, નરમ ભુરા બાલ, ગુલાબી ગાલ, અને બીલોરી આંખ, પતલી કમર, પરવાલા સમ હોઠ મારી નજર આગલ છે. તમારાં વરસને દહાડે હું તમારા ઓરડાના સંગારમાં ઘેલો થઇ ભાગ લેતો હતો પણ તે વખતે તમે જાણતાં નહીં હતાં કે મારા દિલમાં પ્યારનો આતશ પજરતો હતો. તમે મારી ઊપર માયા રાખતાં હતાં. અરે ! તમે કેટલું થોડું જાણતાં હતાં કે તમારો ગુલામ થઇ રહેવાને મારૂં મન થયું હતું. પીરોજા, હું તે દહાડે તો તદન ઘેલો ગાંડો બની ગયો. હું કોણ ? અને કયાં હતો ? તેથી ગાફેલ રહી તમે ખુબસુરત અને હું તમને ચાહતો હતો એટલુંજ ધ્યાનમાં રહયાથી હું છેક ફાટયો અને મેં મારો પ્યાર જાહેર કીધો, અને મે' તમને તે કહી સંભળાવ્યો, પણ બીજીજ પળે તમે મારી સુદધી ઠેકાણે લાવી મારૂં ગાંડાપણું દેખાડી આપ્યું. તમે મને નરમાસથી જવાબ આપ્યો

હતો પણ આહા ! તે સઘલો બાહારનો દેખાવ હતો. આહા ! જો બધી વાતનો છેડો ત્યાંજ આવી રહેતે તો ઘટતો ઠપકો ખમી જઇ હું મારી જીંદગીના બાકીના દહાડા તમારી સુરતને મારી મુરત જાણી દુરથી પુંજયા કરતે; પણ વાત તો લાંબી વધી. મારી આજેજી ભરેલી માફીથી તમે ધરાયાં નહીં. હું ધારતો હતો કે તમે મને માફ કીધો હશે, પણ તેમાં હું ઠગાયો. તમે ફકત બાહારથીજ દયાનો દેખાવ ધારણ કીધો હતો પણ અંદરખાનેથી મારી ઊપર તમે બહુ ખફા થઇ ગયાં હતાં. હું બાગમાંથી હજી તો નિકળું નહીં તેટલામાં બે હમાલો મારી આગલ આવી મને તમારા બાવા આગલ ખેંચી લઇ ગયા, ત્યાં બુઢાજીએ નિચે નખાવી ચાબકે એવો તો નરમ કરી નાખ્યો કે મારા માંસમાં ફાટો પડી જખમ થયા, અને ઊઠવાને શક્તિ ઘટી ગઇ, અને તેવારેજ તેવણને મહેર આવી, ચાબકો બાજુ મુકયો, પછી મલમપતા ચોપડાવી મને મારે ઘરે પોંહોચાડી દીધો, ત્યાં મારી બેહરી બપાઇની માયની માવજતથી કેટલે દહાડે હું સારો થયો. મેં હજી એ વાત કોઇને કહી નથી, એ વાત મેં મારી છાતીમાં દાટી રાખી છે. પીરોજા, હું ગરીબ હતો, ખુંધો હતો, ભીખારી હતો, તે છતાં હું એક આદમજાદ હતો, અને તેથી તમારી ખુબસુરતી જોઇ, તમારી ઉપર મારૂં દિલ દોડયું. તમે મને ઠપકો આપી સમજાવ્યો, ત્યારે મેં માફ માગી, તે શું પુરતી નહીં હતી કે તમે તમારા બાવાને કહી મારી ઉપર સેતમ વરસાવી વેર લીધું ?"

"ખરશેદજી, એ સઘલું ખોટું છે. મેં તે દહાડે મારા બાપ આગલ તમારા વાસ્તે બીલકુલ વાત કીધી હતી નહીં. મેં તો આજે જાણ્યું કે તમારી ઉપર આ જુલમ ગુજરયો. મને હવે યાદ આવેછે કે મને ફ્રેંચ શીખવવા એક મડમ આવતી હતી, અને જેવારે તમે મારી સાથે વાત કરતા હતા, તે વારે તે પાસેના ઓરડામાં હતી, અને આપણુ વચ્ચે જે વાત થઇ, તમે મને જે કહયું, અને મેં તમને જે જવાબ આપ્યા, તે સઘલું તેણીએ સમજયું હતું. પછી તેણીએ મારા બાવાને કહી દેવાની મને ધમકી આપી. મેં તેને સમજાવી કે હોય, માણસછે, કાંઇ ગુસ્સામાં કામ કીધું અને શાંત પડી માફ માગી તે બસ છે. હું

અત્યાર સુધી નહીં જાણુતી હતી કે તેણીએ જઇને મારા બાવાને કહી દીધું. તમે મને મહેનત અને ઉલટથી શીખવતા તેની કદર પીછાણી, હું તમારી તરફ ઉલટી આભારી હતી, તો હું આગલ રહી માર ખવાડું એ બને કેમ?"

"પીરોજા, એ તમે સાચું બોલો છો?"

"તમારે ગમે તો માનો. મારી પાસે તમારી ખાતરી કરવાને કાંઇ બીજી સાબેતી નથી."

"નહીં, હું માનું છું. આ તમારૂં મોઢુંજ તે કહી આપેછે. સચ્ચાઇ તમારી આંખોમાં પ્રકાશી રહીછે. તમારી તરફ મેં ગેરઇનસાફ કીધોછે તેનો હવે કેમ બદલો વાળું? ઠીકછે. પીરોજા, મારી ઉપર ભરૂસો રાખ. એમજ સમજ કે ખોદાએ તમને મદદ કરવા મને ઉભો કીધો છે. તમારા સઘલા હક તમારે સ્વાધીન કરાવીશ, અને આગલ રહી તમારા દુશમન દારાબને ફેંજે પુગાડીશ."



પ્રકરણ ૪૩.

## નવરોજીની ખાતરી.

એ ખરા પ્યાર તું કેટલા થોડાના દિલમાં છે!
તે થોડા પણ હાર અને મારની જીલમાં છે.

નાજાં ગુજરી ગઇ. દોખમું પણ નજદીક હતું તેથી ખાંધાઆઓને નાજાંનું જીવવનાનું નાજુક બદન ગીધોને સ્વાધીન કરતાં ઘણીવાર લાગ્યો નહીં. નવરોજી દલગીર છે કરી દહાડો તો બેસી રહયો નહીં. બીજો દહાડો ઉગ્યો તે પણ પાણીના ડોળ માફક ચાલ્યો. ત્રીજો આવ્યો અને ઉઠયાણું થયું. ચોથો આવ્યો ચારમરેળા. ચાર દહાડા લગનના અને ચાર દહાડા મોહોતના, પણ સઊ પાછલથી થડુ-

ગાર. લાગે કોણને ? જેને મરનારનું અતી કામ પડતું હોય તેને. બાકી ગમે તેવી સગાઇ ધરાવતાં હોય તેને તો એકાદ બે દિન જરા ઘણું લાગ્યું, નહીં લાગ્યું, બસ. બીચારા નવરોજીના મનથી નાજાંજ દુનિઆ હતી અને તેને લાગે તે સ્વભાવીક હતું. તેની આંખ આંસુએ અને આંસુએજ ભરાતી તે મનાય તેવું હતું. તે દહાડામાં એકજવાર ખાતો. એકને એક ઓરડામાં ભરાઇ બેસતો. છાતી માથું કુટી બુમો કરતો અને હીંદુઓની અસલની સ્ત્રિઓની હિમાયત કરતો કે તેઓ સતી થતી હતી, તે ઘણુંજ દુઃખ દુર કરનારૂં સાધણ હતું. પારસીઓમાં એવો રેવાજ હતે તો નવરોજી નાજાં સાથે જરૂર દુખમામાં સાથે જઇ સુતે. પણ અફસોસ કે તેવણ એકલાનાજ કભાગ્યે એવી રસમ ન હતી.

ચેહારમ રૂઝને દહાડે જાણીતા લીલાંઊખાનાવાલા મેસરસ ફીકશન એન્ડ કુ૦ ના મેનેજરને તેડાવી નાજાંના જર જવહેરનું જાહેર લીલાઊ કરી નાખવાનો હુકમ આપ્યો. લ નો પારસી મેનેજર સાનમાં બહુ ધોતાલ તેથી તેણે જઇ તરતજ ન્યુસ પેપરોમાં નિચે પ્રમાણે જાહેર ખબર છપાવી:-

**મેસરસ ફીકશન એન્ડ કુ૦ આવતી તા૦ ૯ મી**

**બેંસ્પતવારે મી૦ નવરોજી નાનાભાઇ**

**નશટીઆની**

**બાનું નાજાંબાઇનું જાહેર લેલાઊમ કરશે.**

જેના આંગ ઊપરનું કિમતી જવેરાત, આખા કોટમાં ફરી વળો તો નહીં મળે. ઉપલી બાનુનું જવેરાત કારીગરી ભરેલું હોવાથી બહુ ધ્યાન ખેંચેછે માટે તેને ખરીદવાનું મન થશે અને થશેજ. ફકત લેલાઊમ થતી વખતે હાજર રહેવાને ઇલતેમાસ કરીએ છીએ.

**યાદ રાખવું કે આવા માલનું આ**

**પેહલુંજ લેલાઊમ છે.**

FICTION & Co.,

IMAGINARY STREET, Fort, Bombay.

બીચારા નવરોજીને નાજાંનુ પાલેલું કુતરૂં બહું દિલાસો આપતું હતું, તે સિવાય બીજુ દિલાસો આપનાર કોઇ હતું નહીં તે કુતરાનો શું થોડો દિલાસો ? આગળ આવી વળગી વળગીને સમજાવતું પણ નવરોજી માનતા હતા નહીં.

લીલાઉનો હુકમ આપી, નવરોજી નાજાંની તેબલ ઉઘાડી તેમાંના કાગજ તપાસવા લાગ્યા. આળસુ નાજાંએ એવી રીતે ખાનુ રાખ્યું હતું કે નવરોજીના દિલમાં પ્યાર નહીં હતે તે ખચીત ગોઠવતાં ગોઠવતાં કંટાળી જતે. જેમ તેમ જુદાં પાડયાં, થોડાં ફાડી નાખ્યાં, અને બાકીના ગોઠવી બાંધી કાગજમાં લપેટી પોતાનો સીલ મારી ઉપર લખ્યું કે "મારા મરણ બાદ આ કાગજનું બદલ એમનું એમ બાળી નાખવું."

નાજાં અને પોતાની વચ્ચે જે પ્યાર પત્રો ચાલ્યાં હતાં તે બીજાં વાંચે તેનો તે નાખુશ હતો. કાગજીઆં ઠેકાણે પાડયાં બાદ, તેણે કબાટ ઉઘાડી નાજાંની ચીજો તપાસવા માંડી. કોઇ કયાં અને કોઇ કેમ પડેલી, જ્યાંથી ઉંચકે સાંજ મુકે તે કોણ ? જે જાણતો હોય કે વ્યવસ્થા એ ખોદાનો પેહલો કાયદો છે તેજ જ્યાંથી લએ ત્યાં મુકે.

બધી ચીજો જોતાં, તેના હાથમાં મોતીઓથી જડી લાધેલી એક લોકીત નિકલી. તેની એક બાજુ ઉપર એક નોજુવાન રંગીલા અને છબીલા દેખાવની સ્ત્રીની સબી હતી. જે જોતાંને વાર નવરોજીએ અટકલ કીધી કે તે મરનાર નાજાંની મરનાર માયની સબી હતી. લોકીતના પછવાડેના સોનાના પડ ઉપર "દારાબ તરફથી આલાંને ભેટ" એ શબ્દો લખેલા હતા.

તપાસતાં તપાસતાં નવરોજીના મનમાં કાંઇ એવુંજ આવ્યું કે એ ઉઘડતી હોવી જોઇયે પણ પોતે ઉઘાડી શકયો નહીં, તેથી તે તરતજ કોટમાં એક નામીચા કારીગર પાસે ગયો અને તેને દેખાડી, પણ તે કારીગરીનું પણ કાંઇ નહીં વળ્યું. તે ઉપરથી તે તેના ઉસ્તાદ પાસે ગયો, જેને એક પળમાં તે ઉઘાડી આપી. જોય છે તો અંદર એક જુવાન શખ્સની સબી! આ નોજુવાન શખ્સનું કોહું નવરોજીના ધ્યાનમા હતું અને તેને નવરોજી બરાબર ઓળખતો હતો.

કારાગરની દુકાન આગલથી ચાલતાં, નાજાંએ આપેલું સરનામુ

સાથે હોવાથી, તેને વિચાર આવ્યો કે "મારે નાજાંની મરતી વેળાની અરજ અદા કરવી જોઇયે તેથી લાગલો તે મરઘાસેરીનો રસ્તો પુછતો ગયો, અને પીરોજાનું ઘર શોધી કાહાડયું. નાના જેવા માળા ઉપર જઇ જોયછે તો સઘળું ત્યાં સાફસુફ હતું. ઘર ગરીબ હતું, પણ તેના રાખ-નારાં કોઇ ઉંચા લોક છે એમ સાબેત થતું હતું. ગુલ મીસ મેરાયા એડજવર્થનું નોવેલ વાંચતી હતી, જે સાંભળતી પીરોજા એક ખુરસી ઉપર ગાલે હાથ દઇ, પોતાની છોકરીના કોઠાંનો વધુ અભ્યાસ કરતી બેઠી હતી. નવરોજી જેવો દાખલ થયો કે બેઉ જણા મલાહજાથી બેઠાં પીરોજાના કહેવાથી નવરોજીએ ખુરસી લીધી અને પછી તેવણે ગુલને કહયું કે "એક મરનારની છેલ્લી અરજથી તમને વાકેફ કરવા હું આવ્યો છું. તે મરનારે પોતાની નાની પુંજી, પોતાનો કોઇ વારસ નહીં હોવાથી, તમારે સ્વાધીન કરવાની મરતી વખતે ખાહેશ બતાવી છે."

"અને તે મરનાર કોણ છે?"

"તે મરનારનું નામ છુપું રાખવું જોઇયેછે. મરનારના થોડાં રો-કડ નાણાં મુંબઇ બેંકમાં છે અને તેના જર જવહેરનું લીલાઉં કરી બધું એક રકમમાં તમને પુગાડવામાં આવશે. પુંજી કાંઇ ઘણી મોટી નથી. પચીસ ત્રીસ હજાર થશે."

ગુલ કે જે અણીઆલાં ગરીબાઇના ચકકર તળે કચડાતી હતી તેના મનથી તો પચીસ હજાર એ એક મોટી રકમ. તેણીની આંખમાં હરખના આંસુ આવી પડયાં કે હવે મારા માયને હું આરામે બેસાડીશ, પણ તરતજ તેણીએ આંસુ લુછી નવરોજીને પુછયું, "પણ સાહેબ, તમારી ખાતરી છે કે એ રકમ કબુલ રાખવામાં કાંઇ નામોશી તો નથી? મર-નારે પોતાનું નામ છુપાવા શામાટે અરજ કીધી છે? તમારી આબરૂ ઉપર કહો છો કે એ હું કબુલ રાખું તો મારા નામને તો કાંઇ અડચણ નથી?"

"કસમ ખાવા એ હલકાઇ છે તોપણ તે મરનારને ખાતર હું તે મરનારના કસમ લઇ કહું છું કે એમાં કાંઇ નામોશી કે અડચણ નથી. મરનાર એક સ્ત્રી છે જેણે તમને જીવતાં જીવત બહુ દુઃખ દીધું હતું. તેણી મરતી વખતે પોતાના પાપનો પસ્તાવો કરી તમને દુઃખ દીધું તેના બદલા તરીકે પોતાની મીલકત તમારે સ્વાધીન કરવા કહી નિરાંતે મુઇ. હું

મારૂં છું કે એક મરનારની વગર અડચણની છેલ્લી મરજી બજા નહીં લાવે તેના જેવો બીજાસી અને મગરૂબ બીજો કોઇ નથી."

"એમજ છે તો હું ખુશીથી કબુલ રાખીશ. માયજી તમને તો કાંઇ અડચણ નથી?"

"હું તો કાંઇ અડચણ જોતી નથી. એવણ મારાં આદમી દેખાય છે અને હું નહીં ધારતી કે આપણાં જેવા એક માર્ગી માણસને વગર ઓળખવે અડચણમાં નાખે."

નવરોજીએ જવાબ આપ્યો, "હું તો અહીં ફકત મરનાની છેલ્લી મરજી બજા લાવવા આવ્યો છું."

"પણ મને કાંઇ ધ્યાન નથી. મને એક જણ સિવાસ બીજા કોઈએ હેરાન કીધી નથી. અને તે સ્ત્રી નહીં પણ મરદ છે, જે પોતાના પૈસાના જોરે આ ફાની દુનિઆમાં ગ્રહસ્થ અને શેઠીઆમાં ખપેછે."

"મને માફ કરો. તે સ્ત્રી કોણ અને કયી તે તમને કહેવામાં નહીં આવશે. બસ, હું જોઇને ખુશી છું કે તમે પાછાં સહી સલામત તમારાં માયને આવી મળ્યાં છો તે મુવેલાંને વીસરી જાઓ, અને મારો વકીલ જેવારે તમને નાણા આપે તેવારે તે ખુશીથી લેજો. તેમાં કાંઇ હરકત નથી."

આ ગોફતેગો પછી નવરોજી ચાલી ગયા અને પોતાની દલગીરી વચ્ચે ખુશી થયા કે પોતાની નાજાંનો પૈસો એક લાયક છોકરીને મળ્યો.

ત્યાંથી નિકલી નવરોજી પોતાની જાણીતી કલબમાં જઇ, ત્યાંની રીડીંગ રૂમમાં જઇ બેઠા. વાંચવા ગમતું હતું નહીં, અને વાતે બેસવા બીલકુલ ભાવતું હતું નહીં. ન્યુસપેપર હાથમાં લઇ સામે ટગર ટગર જોયા કીધું. ખ્યાલ બધો નાજાંનો અને તેણીનોજ હતો. જોકે તેણી કયાં, પ્યાર તે શું, તેની દલગીરી તે કેવી, તેથી તેણી બીલકુલ અસાવધ થઇ આ દુનિઆ તજી ચાલી ગઇ હતી, તોપણ નવરોજી તેણીને કદી વીસરે એ માન્ય હતું નહીં. રીડીંગ રૂમમાં એકાદ બે જણા હતા બસ, અને તેઓ નવરોજીને અછી પેઠે પીછાણતા હતા, પણ શીખેલા હોવાથી હાલ કાંઇ પણ દિલાસો આપવાને ઘટતું નહીં ધારતા હતા, અને તે રાસ્ત હતું. વેલાયતનો જાણીતો કવિ અને લખનાર ગોલ્ડસ્મિથ પણ એમજ

કહેછે કે કવખતના દિલાસાથી દલગીરીની યાદ* તાજી થાયછે.—(premature consolation is but the remembrancer of sorrow).

કોણ ત્યાંથી આવ્યું અને કોણ ત્યાંથી ગયું તેનું આપણા શેઠ નવરોજીને ભાન હતું નહીં. ત્યાંથી સઘલાં ચાલી ગયા. પણ જ્યારે એક ચોકકસ શખ્સ ત્યાં દાખલ થયો, ત્યારે તેનું ધ્યાન તેની તરફ ખેંચાયું. આ શખ્સ દારાબ નાણાવટી હતો. તે એક ન્યુસપેપર લઇ એક આરામ લેવાની ખુરસી ઉપર જઇ સુતો. દારાબ પોતાની છોકરી કયાં ગઇ તેની ખોલમાં હતો, પણ થાકી જવાના સબબથી કલબમાં જઇ જરા આશાયસ લેવાના હેતુથી ત્યાં આવી બેઠો હતો. તેનું જીગર ખસ્તેખ્વાર હતું. પોતાના અંતઃકરણના તાણા સમજતા સમજતાં તેના કાન બેહર મારી ગયા હતા, અને તે તદન લાચાર થઇ ગયો હતો. હવે જુવો, આ લખોપતીના પૈસા તેને કેવું સુખ આપેછે ?

નવરોજી ઊઠી તેની આગલ ચાલ્યા, ત્યારે દારાબે હસતો દેખાવ ધારણ કરી પુછયું, "કેમ નવરોજી કાંઇ ઘણે દાહડે દેખાયા ? તમારી ધણીઆણીની સોડમાંથી કાંઇ આજે છુટા થયા ? કેમ તમારા વચ્ચે અનબનાવ થયો છે શું ?"

નવરોજી જવાબ આપે તે અગ ઊ તેની સામે ટીકી ટીકી જોતા ઊભા. દારાબની આંખો, તેના ચેહરાનો ઘાટ, તેની નજરમાં કોઇની યાદદાસ્ત તાજી કરતાં હતાં. ટુંકમાં જે નાજાં તેની આંખ આગલથી ખીસતી હતી નહીં. તેને આબેહુબ મળતો દેખાવ, નવરોજી પોતાની સામે સુતેલા દારાબમાં જોતો હતો.

નાણાંવટી પણ પોતાના વિચારમાં મરી રહેલો હતો, તેથી નવરોજીના મનમાં શું આવતું હતું તે સમજી શકયો નહીં પણ એટલું પુછયું કે, "કેમ, આજે કાંઇ ઘણા વિચારમાં છો ?"

"હા, વિચાર કાંય નહીં હોય ! આજે પાંચ દહાડા થયા મારી ધણીઆણી ગુજરી ગઇછે. તમે તેણીને જોઇ હતી કે નહીં !"

"નહીં, મેં તેણીને કોઇ દહાડે જોઇ નથી !"

"હાલ તેણીની સબી તો નથી પણ મારી પાસે તેણીની માયની

સબી છે. બસ માયને જોઇ અને દીકરીને જોઇ બરાબર છે, "એમ કહી નવરોજી જાણીજોઇ દારાબને ચોંકાવા પેલી સબી દેખાડી, જે જોઇ દારાબ પુષ્કળ ચોંકયો.

"તમે એને ઓળખતા દેખાવો છો. નહીં ?"

દારાબ જવાબ શું આપે ? બસ, તેનો ચેહરોજ જવાબ આપતો હતો તે પુરતો હતો. નવરોજીએ તે ઉપરથી કહયું, "ભટ પડી તારા તારા કામ ઉપર અને તારા સર સામાન ઉપર. એક છોકરીને ફસાવી પાછલથી તેને છોડી દઈ, બીજી નાર સાથે ફકત પૈસા ખાતર પરણ્યો! મુવો તું. અભાગ્યો તું કે ખરા પ્યારથી આ દુનિઆમાં તદન બીન વાકેફ રહયો! વારૂં તેણીને છોડી દીધી તો દીધી પણ તેણીને અને તેણીના નાજુક કોમલ બદન ગુલાબ જેવા ફૂળ માટે કાંઇ ગુજરાન કરવાના પુરતાં સાંધણો પણ નહીં પુરાં પાડયાં! જળજો તારો પૈસો. હા, જો સરકારનો અને મને મારા નામનો દર નહીં હતે તો તને તારાં કામ માટે પુરતો સવાદ ચખાડતે અને આજ આ જેહાંનથી એકદમ ખુદાની દરગાહમાં મોકલાવી દેતે, પણ મારી આબરૂને લીધે અને મારા નામને બટ્ટો નથી લગાડવા માગતો તેથી તેમતો હું કરી શકતો નથી. પણ સાંભળ, આજ પછી, તું મને મળે તો તુ તારે રસ્તે ચાલ્યો જજે. આપણી લાંબી ઓળખાણ બસ અહીંજ આવી અટકશે. તારા જેવાની હાજરીથી કલબ પણ કેટલી કમકમે છે તે પણ હું દેખાડી આપીશ.

નવરોજી ત્યાંથી ચાલી ગયા. દારાબ બોલે શું ? સચ્ચાઇ પોતે પ્રબલ છે. જુઠાઓ ગમે તેવા હારેમન જાદા હોય તોપણ એક તને નબલા સાચ્ચા માણુસ આગળ તેઓ લાચાર રહે છે.





## પ્રકરણ ૪૪

## ખોવાઇ ગયલાનો ચેહરો.

કાને સાંભલો, નજરે દેખો, તોપણ કદાચ હોય તે ખોટું,
હમેશ કહેશો કે દુખ્યો, ગર જોયુંબી ખાતાં ગોતું ?

દાકતર ગગનદાસે જે ઇસપીતાલ રાખી હતી તે ખરૂં કહેતાં ઘેલા માણસને સાજાં કરવા માટે નહીં, પણ સાજાં માણસને ઘેલાં બનાવા માટે હતી. એક વાડીની છેક અંદરથી એક બંધ બસ ઘરમાં જુદા જુદા ઓરડા કરી જુદી જુદી કીસમના માણસોને જુદા જુદા ઓરડામાં જુદા જુદા રાખ્યા હતા. તેના દરદીઓનો મોટો ભાગ ફકત તજી દીધેલા અથવા જોખમ ભરેલા દુર કીધેલા નાચારો હતા. દાકતર ગગનદાસ કાંઇ કાચા નર નહીં હતા. તેવણની ચાલ ચલણ નિચલી બેતમાં સમાયલી છે:—

બાહારથી ભપકો, દાવે ફટકો, જવા દે કટકો નહીં ધારવું,
જાનથી પટકો, દએ નહીં ટપકો કામ પોતાનું હોય સારવું.

આ દુનીઆમાં જે પાપી કાંમો થતાં હતાં તેમાં આ એક અતી પાપી હતું. એક ભાગમાં ખરા દીવાના માણસોને રાખી, બાકીના જેઓના ગુજરાનને માટે મોટી રકમો વખત સર આવતી જતી તેઓને અંદરને અંદર ફરવાને છુટ હતી. ચોકી પેહરા ઊપરના માણસોને તે લુચાએ એવા કરી લીધા હતા, અને તેઓને જોઇતી ચીજ પુરી પાડવાને એવી ગોઠવણો કીધી હતી કે તેઓને બાહેર જવાની જરૂર રહે નહીં અને તેઓ કોઇને કાંઇ કહે પણ નહીં.

સાવધોને ગાંડા બનાવી દુર કીધેલાંઓ પહેલાં કાલાવાલા કરી, પછી સામે થાય તો પછી તેઓને બાંધી, જાલીવાલા ઓરડામાં નાખે ત્યાં તેઓ મસ્ત હાથી મીસાલ તડ્ડી તડ્ડી ફાંફાં મારે, અને અંદરને અંદર પછી ચારો નહીં હોવે, તેઓ પોતાના નસીબને આધીન થઇ ઠેકાણે આવે. આવી રીતે દુશમનોને દુર કરનારાઓ પાસે ગગનદાસ તેઓની બાબત

ઉપર ધ્યાન આપી, તેઓને જેમ નીચવાય તેમ નીચવતા, અને તેમાંથી કર કસરે બીચારા ભોગ થઇ પડેલાઓને સાદો ખોરાક આપી બાકીનું જેમ બને તેમ તપાસીને પોતાની તીજોરીમાં સેરવી દેતા. આવી રીતે જો કોઇ નહીં દીવાના હોય તે પણ દલગીરી અને નાસી પાસીથી દીવાના થઇ જાય. દીવાના થાય તો સારૂં પણ જો મરી જાય તો બહેતર ! આવી રીતે જીવતાં જીવત મુવેલાં નહીં તો બીજું શું ?

સર્વે દરદીઓમાં હાલ જે દારાબ નાણાવટી તરફથી આવ્યો હતો તેમાં ગગનદાસને તડાકો હતો. પાંચ હજાર રૂપીઆ વરસ દહાડે ! બાબદ ઘણી જોખમ કારક અને જાનને હાણી પુગાડે તેવી, તેથી ગગનદાસે દમાણ વાપરયું હતું. તે વાણીઆનો દીકરો હોવે પામી ગયો હતો કે દારાબના ગાજાં ગગડી ગયા છે તેથી જે માંગીશું તે મળશે.

હવે જો ખુશરૂને હાણી પુગે અને તેની સારી જતન નહીં થાય અને તેથી મરણ પામે તો ગગનદાસની આવકમાં ઘણો ઘટાડો થઇ જાત, તેથી ખુશરૂને તો વધારે સારા ઓરડામાં વધારે દેખરેખ અને વધારે જતન તળે રાખ્યો, પણ તે ફકત બીજા દરદી સાથ સરખાવતાંજ વધારે. ખરેખરતો જે ઓરડામાં તેને રાખ્યો હતો તે બહુ એકાંત અને બીહામણો હતો પણ ત્યાં તે દશએક દાહડામાં પોતાના ભાનમાં આવ્યો. ભાન આવતાં આંખના ડોળા ઉઘાડી આજુ બાજુ નજર ફેંકી એકાંત અને અંધારો ઓરડો જોઇ કમકમ્યો, અને આંખ મીચી નાખી પાછી ઉઘાડી. હજી તો મગજ નબલું હતું તેથી તે કયાં હતો અને તે ઓરડો કયો હતો તેનું તેને ભાન આવ્યું નહીં. પોતાના મનમાં તે અજાયબ થતો ભીત તરફ ટગર ટગર જોતો પડી રહયો. તેને પછી યાદ આવી કે આ ઓરડો તેને કોઇ દહાડે દીઠો નથી. તે છેલ્લાં કયાં હતો તેનું હજી ભાન આવ્યું હતું નહીં, પણ પછી આસ્તે યાદ આવતી ગઇ કે તે નાણાવટી હોલના ઝાડપાન અને મગમગાતથી ઘેરાયલા ઓરડામાં હતો. આ વિચાર સાથે તેને પોતાની વહાલી શીરીન યાદ આવી અને શીરીન યાદ આવ્યાથી દારાબ નાણાવટી નજર આગલ આવ્યો. એવી રીતે ખુશરૂને બધી પાછલી વાત યાદ આવી, ત્યારે આ ઓરડામાં તે કેમ આવ્યો અને આ ઓરડો કયો એનો વિચાર કરતાં, તેણે અટકળ કીધી કે દારાએ મારો બકબકારો સાંભળી, રખેને કો

ઇને શક આવે અને તેથી ફસી જાય તેથી ઊત્તર દિશા તરફના પેલા પડત ઓરડામાંના એકાદ ઓરડામાં નાખ્યો હશે એવો વિચાર તેને આવ્યો. જેમ પળો વહેતી ગઇ તેમ તેની ખાતરી થતી ગઇ કે તે હજી નાણુાવટી હોલમાંજ છે.

"હા," ખુશરૂ મન સાથ બડબડવા લાગ્યો, 'તેઓએ મને આ એકાંત ઓરડામાં કાહાડયો છે. પેલા ખુનીને ધાસ્તી લાગી હશે કે રખેને હું તેને ફસાવી દઉં. અલબતાં, અહીં કોઇ આવે બી નહીં અને હું તેને કહું પણ નહીં. પણ અજાયબ છે કે તેણે મને જીવતો રહેવા દીધો! એ બધી વાત શું શીરીનને ખબર હશે! દારાબ પક્કો ખુની છે કે મને જો કોઇ બીજે ઠેકાણે દુર કરતે તો ફસી જવાને સંભવ રહેતે! પણ દારાબના ઘરમા હું તો લીમજીના ધારણ નામે રહેલો છું. કોણ જાણે, મારા બકબકારામાં હું કોણ છું તે જણાવી તો નહીં દીધું હોય? નહીં. એમ નહીં હોય. એમ હતે તો મને પેલી જેહાન પોંહોચાડી દેવામાં દારાબ વખત ખોહતે નહીં. હું ધારૂં છું કે હું નાદરશાહનો છોકરો છું તેથી તે હજી બીનવાકેફ છે. અજાયબ જેવી વાત છે કે ઘરના જે ભાગમાં તેણે મારા બાપને ઠાર કીધો તેની નજદીકજ મને લાવી રાખ્યો!"

આ વાત યાદ આવતાંને વાર દારાબના ઘરમાં પથરાયલી ભુત પલીદની વારતા યાદ આવી અને જોકે તે પોતે ભુતની વાત હસી કાહાડી માનતો નહીં હતો તે છતાં, તેનું મગજ નબલું પડી જવાથી પોતે એકલો હોવાથી અને સઘલું ચુપ હોવાથી તેના દિલમાં વહેમ ભરાવા લાગ્યો અને ધુજરાં છુટવા લાગ્યાં અને બીહને-રડવા લાગ્યો, "ઓ ખુદા! હું કોણ છું તે જાણી મને આવા દોજખમાં નાખ્યો હોય એ ખુદસ્તી છે, પણ એમાં કેટલું ઘાટકીપણું સમાયલું છે! અરે! જો વાત ખરી હોય કે માણસનો જીવ પોતાના ખોખામાંથી નિકળી આજ દુનીઆમાં ભમ્યા ફરે છે, તો આએજ કોઇ ઓરડામાં મારા બાપને ઠાર કરવામાં આવ્યો હતો તો મારો બાપ અહીં મને દેખાવો જોઇએ."

આ બોલ તેના મોઢાંમાંથી નિકળ્યા નહીં તેટલાંમાં એક દેખાવ તેની નજરે પડયો, જે જોતાંને વાર ખુશરૂ બેઠો થયો અને એક ચીચીઆરી પાડી પાછો બેભાન થઇ પડયો.

## પ્રકરણ ૪૫.

### શક.

ભોલાં સાએસી વિના શકમાં પછાત,
શકમાં વેહલો જો પોતે હોય કજાત.

એક બાજુએ દારાબ નાણાવટી નાંજાના નવરોજીથી પરણી ઉતાર થઇ કલબમાંથી ગયા, બાદ તે પોતાની છોકરીની તલાસમાં ઘણો ફર્યો પોલીસને ખબર આપી, ન્યુસપેપરોમાં જાહેર કીધું પણ શીરીને કાંઇ જાહેર ખબરને દાદ આપી નહીં. તે શીરીનને એક ઘાટકી માણસના મતલબી પ્યારથી ચાહતો હતો. પોતાની છોકરીને ચાહવામાં આ દુનીઆમાં ફક્ત એકજ મજાહ તેના મનથી બાકી રહી હતી તે પણ હવે જતી રહી, અને તેનો ગમ તેને મજબુત લાગ્યો, પણ તે પોતાની મતલબથી ઘણે દરજજે ઓછો હતો. તેણી તેની છુપી વાત જાણુતી હતી એ વિષે તેને ખાતરી હતી, અને તેણી રખેને ફસાવી દએ તેની તેને મોટી ધાસ્તી હતી. તેણી શું તેને ફસાવે ? નહીં, કદી નહીં. પણ જો ખુશરૂ માફક, મગજ ઉપર અસર થવાથી, ભેજાંની તાપ આવે અને બકબકારામાં વાત ફોડી દએ તો ? આહા ! જો પાપીઓને પાપનો પસ્તાવો કેવો થાય છે તેની તેઓને આગલથી ખબર પડતી હોય, જો તેઓને પાછળથી કેટલી ધાસ્તી, કેટલી અગવડ, કેટલી ચિંતા ઉત્તપન થાશે તેની ખબર આગલથી પડતી હોય તો માન્યકારકછે કે તેઓ પોતાના હાથ પાપી કરમો કરતાં ખાંચે ખરા.

શીરીનની ખોલ ઘણી કીધી પણ ફોકટ ! છુપી પોલીસના સીપાઇઓને ઘણે ઠેકાણે વીખેરી મુક્યા હતા પણ જ્યાં શીરીન ગઇ હતી ત્યાં કોઇને મોકલાવાને ખુદરતે તેને કાંઇ ધ્યાન આપ્યું નહીં. તેણી સહવારનાં

